# અબળા મિત્ર.

મી. ભાનુ કેશવ ગાંગનાઇકના મરાઠી
સ્ત્રી ધર્મને આધારે;

ગુજરાતીમાં તૈયાર કરનાર,

**અર્જુન નાનજી નમળ.**

તાલુકા સ્કૂલ માસ્તર,

ખંભાળીઆ (જામ).

અને

સ્વપરાક્રમનો કર્તા.

સંવત ૧૯૪૮. સને ૧૮૯૨.

---

અમદાવાદ.

આર્યોદય પ્રેસ.

કીમત છ આના.

---

# શ્રી અર્પણ પત્રિકા.



## પૂજ્ય શ્રીમત્યા માજી મહાશયા,

ગંગાતટ, કાશીપુરી.

આપ આર્ય સ્ત્રીઓમાં ભૂષણરૂપ છો; આપની પવિત્ર
રહેણી કરણી, આપનું શાસ્ત્રજ્ઞાન, અને આપની
ઇશ્વર પારાયણતા, એ સર્વ અનુકરણ કરવા
યોગ્ય છે; ઇત્યાદિ ઇત્યાદિ કારણોથી
આ 'આગળા મિત્ર' નામનું
નાનું પુસ્તક હું આપનેજ
અર્પણ કરી કૃતાર્થ
થવા ઇચ્છું છું.

લી. સેવક
અંર્જુન.



# શ્રીમત્યા માજી મહાશયાનું ટુંકું જીવન ચરિત્ર.

---

આ મહાશયા નાતે વડનગરાં નાગર છે. લગભગ પાંચસો વર્ષ પહેલાં જે વખતે વડનગર તુટ્યું, તે વખતે જે નાગર કુટુંબો હિંદુસ્તાનમાં જઇ રહ્યાં હતાં. તેમાંના એક કુટુંબમાં તેમનો જન્મ સંવત્ ૧૮૮૪ માં મથુરાં શહેરમાં થયો છે. તેમનો બાળપણનો વખત પોતાના નાના જેઓ ભરતપુરના દરબારી વકીલ હતા, તેમને ત્યાં ગયો હતો. પછી કલકત્તામાં પોતાના પિતા સાથે રહ્યાં હતાં. બાળપણમાં ગુજરાતી, સંસ્કૃત, હિંદી અને બંગાળી ભાષાનું શિક્ષણ તેમને ઘરમાંજ મળ્યું હતું. તેઓ દરેક બાબતમાં પોતાની સ્વાભાવિક—ઇશ્વરદત્ત—ચંચળતા બાલ્યાવસ્થામાંજ બતાવતાં. તેમનું લગ્ન કાશીપુરીમાંના એક નાગર ગૃહસ્થની સાથે થયું હતું. લગભગ પંદરેક વર્ષની ઉમરે સાસરે ગયાં. ત્યાં બે એક વર્ષ સંસારસુખનો અનુભવ લીધો, તેવામાં તેમના પતિનું મૃત્યુ થયું. નાનપણમાંજ ઘરમાં શાસ્ત્રાદિનો અભ્યાસ થયો હતો, તેથી તેમની ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા બંધાણી હતી. તેમાં આવો બનાવ બન્યાથી તેમનું ચિત્ત સંસાર પરથી કેવળ ઉઠી ગયું, માટે તેઓ પોતાના પિતા પાસેથી ધર્મ સંબંધી જ્ઞાન મેળવવા લાગ્યાં. પિતાની સાથે બદ્રીનારાયણ વગેરેની જાત્રા કરી કાશીથી થોડે દૂર ગંગા તટ ઉપરના એક રળીઆમણા આશ્રમમાં પોતાના પિતા રહેતા હતા, ત્યાં તેમની સેવામાં રહ્યાં. જ્યાં તેમણે ભક્તિ, યોગ અને વે-

દાંત વગેરે વિષયોનું વિશેષ જ્ઞાન મેળવ્યું. સ્વભાવિક શકિત બહુ સારી હોવાથી તેઓ દરેક વિષયમાં ઘણાં જલદી કુશળ થતાં.

પ્રખ્યાત સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી તેમને ગાર્ગી એવા ઉપનામથી બોલાવતા. થિઓસોફિકલસોસાઇટીનું આ દેશમાં સ્થાપી મુકામ થયા પછી તેનાં આગેવાનોએ-મરહુમ મેડમ બ્લાવાસ્કીએ તથા કર્નલ ઓલકોટ—તેમની ખ્યાતિ સાંભળી સ્વામીજી મારફત મુલાકાત લીધી હતી. જે વખતે કેટલીક ધર્મ ચર્ચા ચાલી હતી. સંદહું સોસાઈટીના આવા સંબંધથી બંગાળાના આગળ પડતા લોકોનું જેઓ એ સોસાઇટી તરફ બહુ માન ભરેલી નજરે જોતા હતા; તેઓનું લક્ષ બાઇ તરફ ખેંચાયું, અને તેઓ બહુ ભાગ્યી વર્તવા લાગ્યા. સ્વામીજીના આગ્રહથી એકવાર ઊદેપૂરના રાણાના જનાનામાં ઉપદેશ કરવાને પણ તેઓ ગયાં હતાં. હમણાજ તેઓ આ તરફ આવ્યાં હતાં. ગિરનાર, પ્રભાસપાટણ, પોરબંદર, દ્વારકાં, બેટ, નારાયણ સરોવર, મુંબાઈ, મદ્રાસ, રામેશ્વર, ત્રિપતિ, બાલાજી, શિવકાંચી, વિષ્ણુકાંચી, નાશિક, હરદ્વાર, અમૃતસર, વગેરે ઠેકાણે પ્રવાસ કરી કાશી સિધાવ્યાંછે.

પોરબંદરમાં લખનારને પણ દર્શન થયાં હતાં. વાતચીતમાં શાસ્ત્રનાં સંસ્કૃતમાંથી ઉદાહરણ આપી શુદ્ધ ગૂજરાતીમાં સમયાનુસાર બોધ આપતાં હતાં. સ્ત્રીઓ દર્શન કરવા આવતી, તેમને પણ પોતાનો ધર્મ બરાબર પાળવાને સમયને અનુકુળ વાતપરથી સમજાવતાં હતાં, વગેરે, વગેરે.

અર્જુન.

# પ્રસ્તાવના.

આપણી ભાષામાં 'સ્ત્રી ધર્મ' એ મતલબનાં બે ચાર પુસ્તકો જુદે જુદે રૂપે બહાર પડેલાં છે, પણ તે બધાં ઘણે ભાગે મોટાં અને વિસ્તારવાળાં હોવાથી સ્ત્રીઓને હમેશાં નિત્યના–ઉપયોગી થાય તેમ નથી. તેથી આવો સ્ત્રી ઉપયોગી ગ્રંથ–નાનો અને જરૂરી બાબતોનો સમાવેશ કરે એવો–તૈયાર કરવાનો લાંબી મુદત થયાં વિચાર હતો. એક વખત તો હિંદુસ્તાની ને મરાઠી ઉપરથી ઘણોક ભાગ તૈયાર કર્યો હતો, પરંતુ વિશેષ આધાર હિંદુસ્તાનીનો લેવાનો હતો. તેથી તેના કર્તાની પરવાનગી માગી. કર્તા ગુજરી ગએલા હોવાથી તેની વિધવાએ ઘણી આકરી શરતો સાથે રૂ ૩૦૦) માગ્યા; એટલે લાચારીથી તૈયાર કરેલો ભાગ ટોપલીને સ્વાધીન કરવો પડ્યો. પછી એક મહાત્માની ઇચ્છાથી સ્ત્રી બોધમાળાની ૧૦૮ કલમો તૈયાર કરી, પણ તે માત્ર મૂળતત્વરૂપે હોવાથી કાયદાની કલમો તરીકેજ થઈ પડશે; ને હાલના જમાનાને કારણ વગર ગળે ઉતરવું મુશ્કેલ છે, એમ એક વિદ્વાન સદ્ગૃહસ્થની સલાહથી તેને પણ રજા આપી એ પછી આ 'સ્ત્રી ધર્મ' નામનું મરાઠી પુસ્તક ઓચિંતાં મળી આવ્યું. તેમાં ઉપર જણાવ્યા મુજબ તે વિદ્વાનના અભિપ્રાય પ્રમાણે કારણો પણ સમજાવેલાં હતાં, અને મહાત્માએ પણ પસંદ કર્યું; તેથી તે પુસ્તકને આધારે આ ગ્રંથને તૈયાર કરવામાં આવ્યો છે. આ ચોપડીમાં મરાઠીનો અક્ષરશઃ તર્જુમો કર્યો નથી, પણ મરાઠી મતલબ ધ્યાનમાં રાખી બનતાં સુધી સહેલું ગુજરાતી લખેલું છે. મરાઠી રીત, રીવાજ ફેરવી ગુજરાતમાં ચાલતી રસમ દાખલ

કરવા પ્રયત્ન કર્યો છે, ને કેટલુંક સારૂં પડતું નહોતું, તે મૂકી દેવા-
માં પણ આવ્યું છે.

૨ આજકાલ કાર્યનાં કારણ જાણવાની આકાંક્ષા બહુ વધી છે. પ્રાચીન ઋષિ કે મુનિઓનાં વચનો, સ્મૃતિ કે પુરાણનાં વચનો, શાસ્ત્રીરૂઢ કહેવતો કે એવાંજ કોઈ જૂના કે નવા વિદ્વાનનાં વચનો શા માટે માનવાં? એ સવાલ હરકોઈના મનમાં તુર્તજ ખડો થાય છે. વળી તે સવાલનો જવાબ જો સંતોષકારક મળે તોજ તે વચનો પાળવાં જોઈએ, એવું ઘણાને લાગે છે. આ ચોપડીમાં મનુસ્મૃતિ તથા મહાભારતના મૂળ સંસ્કૃત શ્લોકો આપી, પછી ગુજરાતીમાં તેનો અર્થ આપેલો છે. તે પછી તે ઉપર વ્યાખ્યાન—કારણ—ખુલાસો—કે સમજણ આપેલ છે. આ રીતે મૂળ શ્લોકની સત્યતા સાબિત કરી છે. જો કે એ શ્લોકોની સત્યતા તો સાબિતજ છે, પણ અહિં એમ કહેવું, સુજ્ઞ વાંચક વર્ગ અઘટિત નહિ ગણે, એવી આશા છે.

૩ આ નાની ચોપડીમાં ઠેકાણે ઠેકાણે સ્ત્રીને પુરૂષની આજ્ઞામાં રહેવાને તથા પુરૂષની સેવામાં રહેવાને ફરમાવેલું છે. વળી સ્ત્રીને સ્વતંત્રપણે વર્તવાની પણ મના કરેલી છે. એ ઉપરથી મૂળ કર્તા કે ભાષાંતરવાળા સ્ત્રી માટે હલકો મત ધરાવે છે, એમ સમજવું નહિ. સ્ત્રીની યોગ્યતા પુરૂષ પ્રમાણેજ તેઓ સમજે છે, મગર આ ગ્રંથ ખાસ સ્ત્રી માટેજ હોવાથી આ રસ્તો લેવાની જરૂર છે, એમ સર્વ કોઈને લાગશે. વખત જતાં મૂળ બંગાળી કર્તાએ 'પુરૂષ ધર્મ' નામે પુસ્તક બહાર પાડવાને વચન ઉચાર્યું છે. જેમાં પુરૂષે કેવે કેવે પ્રસંગે સ્ત્રીની

શબ્દનાગાં ને ખરદાશમાં રહેવાની જરૂર છે, તે સ્પષ્ટ બતાવવામાં આ-વશે. એવે વખતે આ સુગ્રંથનો લાભ ગુજરાતી પ્રજાને પણ મળશેજ.

૪ બંગાળી ભુપરમી આવો ગ્રંથ તૈયાર કરવાની ઇચ્છા બહુ હતી. પણ સારી મહેનતે આ પુસ્તક કે એવુંજ કોઇ બીજુ સૌ ઉપયોગી પુસ્તક એ તરફનું કોઇ સારી બાળબાળા કે વગ વગર બજમળ-વાને લીધે ૭૮ ગરાડીનો આધાર લીધોછે. મગહી કર્તાએ ઉદાર મનથી ભાષાંતર કરવાની રજા આપી, એ ખાતે તેમનો મોટો ઉપકાર માનુંછું.

૫ ઘણી ખરી ગુજરાતી સ્ત્રીઓ જેમને ગુજરાતી આવડતું હશે, તેમને પણ બાળબોધ લિપિનું સારૂં જ્ઞાન હોતું નથી, તેથી આ મૂળ શ્લોકો ગુજરાતીમાં મોટે અક્ષરે લખ્યાછે; જેથી એમને આ શ્લોક મુખ પાઠ કરવાને સુગમ પડશે, આ શ્લોકો મુખપાઠ કરી તેનો અર્થ સમજી તે પ્રમાણે વર્તવાને દરેક સુશીલ બહેન પ્રયત્ન કરશે, એમ લખનાર આશા રાખેછે. સંવત ૧૯૪૭ના ચૈત્ર શુદ ૧૩ સોમવાર તા. ૨૧-૪-૯૧ મુ. ખંભાલીઆ ( જામ )

**લી. અર્જુન નાનજી નમળ.**

**તાલુકા સ્કૂલ માસ્તર,**

**ખંભાલીઆ.**

**અને**

**કાઠિયાવાડ એજન્સી વકીલ.**

તાજા કલમ કે ૧ મી. કાનજી ધરમસીએ પોતાની બનાવેલી આ વિષયને અનુકૂળ પક્ષી ગરબીઓ દાખલ કરવા આપીછે, તે માટે હું તેમનો ઉપકાર માનુંછું.

૨ ગુજરાતી વાંચનમાળાની નવી આવૃત્તિઓને આધારે આ ચોપડીમાં જોડણી રાખેલી છે. તા. ૧૭-૫-૯૧ લી. અર્જુન.

૫૦૪૯

# અબળા મિત્ર.

## પ્રકરણ ૧ લું.

### મનુસ્મૃતિ.

બાલયા વા યુવત્યા વા વૃદ્ધયા વાપિ યોષિતા ।
ન સ્વાતંત્ર્યેણ કર્ત્તવ્યં કિંચિત્ કાર્યં ગૃહેષ્વપિ ।।

મનુસ્મૃતિ. અ. ૬. શ્લો. ૧૪૭

**અર્થ:**—સ્ત્રી નાની (છોકરી) હોય, અથવા જુવાન હોય કે ઘરડી હોય, તોપણ તેણે ઘરનું કોઈ પણ કામ સ્વતંત્રપણે કરવું નહિ.

**સમજણ:**—કુટુંબના પુરૂષ સગાની સાથે સ્ત્રીને જે સંબંધ છે, તે નિત્યનો એટલે હમેશાનોજ છે. જે સ્ત્રી પોતાના કુટુંબના પુરૂષ સગાની ગરજી વગર કંઈ પણ કામ કરતી નથી, તે સ્ત્રીને હમેશ ફાયદોજ થાયછે; ને તેથીજ તેનું કલ્યાણ થાયછે. સંસારમાં ઘણાક પ્રકારની ખટપટ ને મોહજાળછે, અનેક પ્રકારના ભય અને જુદી જુદી જાતની વિટંબના છે. સ્ત્રી મૂળેજ કોમળ મનની, નાજુક બાંધાની, નિર્બળ અને પુરૂષના આશ્રયની અપેક્ષિત હોયછે; તેથી તેની ખબર રાખનારા કુટુંબના પુરૂષ સગાઓ હોય ત્યારે તેમની સંમતિથી કરેલા કામમાં જરાપણ બીક રહેતી નથી. કુટુંબના આગેવાન પુરૂષનું અપમાન કરીને અને દુષ્ટ લોકની ભૂલ થાપથી

મોહિત થઇને કરેલા કામથી ઘણીક સ્ત્રીઓ હેરાન થએલીછે, ને કેટલીકના ઉપરતો છેવતાં સુધીની કાળી ટીલી ચોંટેલી છે; એ આપણે જાણીએ છીએ. એટલુંજ નહિ, પણ તેને અનેક તરેહનાં સંકટ, આપત્તિ ને કલેશમાં હમેશ ડુબી રહેવું પડેછે. આવી સ્ત્રી ઈશ્વરની આજ્ઞા વિરૂદ્ધ વર્તી આ લોક ને પરલોકનું સુખ બંને ખોઇ નાંખેછે. નીતિ ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા ન રાખવાથી અશાતા ને બહુ પ્રકારની આપદા ભોગવવી પડેછે. માટે જે સ્ત્રીઓ ખરી બુદ્ધિશાળી અને વિચાર વાળીછે, તે પોતાના કુટુંબના આગેવાન પુરૂષની આજ્ઞા કદી ઉલ્લંઘન કરતી નથી. એવા પુરૂષમાંથી કદી કોઇ અધર્મ કરવાનું કહે, તો તે બિલકુલ સાંભળવું નહિ; કેમકે ધર્મ એ સર્વ કરતાં શ્રેષ્ઠછે

**બાલ્યે પિતુર્વશે તિષ્ઠેત્ પાણિગ્રાહસ્ય યૌવને ।**
**પુત્રાણાં ભર્તરિપ્રેતે ન ભજેત્ સ્ત્રી સ્વતંત્રતામ્ ॥**
**મનુસ્મૃતિ. ૫—૧૪૮**

**અર્થઃ**—સ્ત્રીએ બાળપણમાં બાપની આજ્ઞામાં, તરૂણપણે પતિના સ્વાધીનમાં, અને સ્વામી મરી ગયા પછી પુત્રના કહ્યામાં રહેવું, પરંતુ તેણે સ્વતંત્રપણે કદી રહેવું નહિ.

**સમજણઃ**—બચપણમાં પિતાની આજ્ઞા પ્રમાણે ચાલવાથીજ કન્યાનું (તેમજ બાળક છોકરાનું) સારૂં થાય છે, કારણ કે વયમાં, અનુભવમાં, જ્ઞાનમાં અને બુદ્ધિમાં તેના કરતાં પિતા પરિપક્વ હોય છે. વળી તે ઉત્પન્ન કરનાર હોવાથી પરમ પૂજ્ય છે. પોતાનાં છોકરાનું

કલ્યાણ કરવું, એ તેના આપણા પ્રત્યેના પરમ પ્રેમને લીધે તેની સ્વભાવિક ઇચ્છા હોય છે; તેથી છોકરીએ (તેમજ છોકરાએ) પિતાના કહ્યામાં રહી વિદ્યા, ધર્મ અને ભરવા, શીવવા, ગુંથવાં વગેરે વિવિધ પ્રકારનાં કામો શીખવાં. માબાપની હૈયાતીમાં ચૌદ વર્ષ થાય ત્યાં સુધી દીકરીએ લગ્ન સંબંધી કંઇ પણ વિચાર કરવો નહિ. લગ્નની કિંવા પુરૂષ સંબંધીની કે તેવી બીજી કાંઇએ, વાત છોડી સાથે રગતમાં પણ કરવી નહિ. બીજી કોઇ છોકરી કે સ્ત્રી એવી વાતો કરતી હોય તો તે સાંભળવી નહિ, ને કહેવું કે તમે એવી બાતો મારી પાસે કરશો નહિ. એમ છતાં તે ન માને તો તેમની પાસે નહિ બેસતાં કે નહિ ઉભતાં, જલદી જતાં રહેવું નઠારી છોકરી સાથે તથા બાર વર્ષ કરતાં વધારે ઉમરના છોકરા સાથે કદી રમવું નહિ. માબાપ અથવા તેવાજ કોઇ વડીલ માણસની રૂબરૂમાં તેની સાથે સારી વાતો કરવાને હરકત નથી. જે છોકરો બાર વર્ષ કરતાં નાનો હોય, પણ તેને અપશબ્દ કે ભૂંડાં બોલવાની ટેવ હોય, તેની સાથે પણ કદી રમવું નહિ. પોતાના શરીરના કોઇપણ ભાગને, કદી પણ કોઇ છોકરા અથવા પુરૂષને જરૂર સિવાય અડવા દેવો નહિ, કારણ કે તેવી છૂટ વધવાથી કોઇ વખતે કોઇનું પણ મન બગડે છે; જો કોઇ બળાત્કારે અડવા જાય તો માબાપ અથવા ઘરના કોઇ વડીલ માણસની પાસે દોડી જઇ, સઘળી વાત કહી દેવી, અને એવા ખરાબ માણસનું ફરી બારણું પણ જોવું નહિ અને તેવાને પોતાને ઘેર આવવા દેવો નહિ. આપણી આબરૂ કે મર્યાદા લોપાય, એવી કોઇપણ બિભત્સ ચીજ

જોવી નહિ. પાંચ વર્ષ કરતાં વધારે ઉમરનો છોકરો નાગો હોય અ-
થવા જે પુરૂષ લૂગડાં વગરનો કે લંગોટીવાળો હોય, એવા તરફ તો
ભલી છોડીએ કદી નજર પણ કરવી નહિ. દીકરીએ (તેગજ દીક-
રાએ) હમેશા સાચું બોલવાની ટેવ રાખવી. સત્ય બોલવાથી કદી
કોઈવાર દુઃખ આવે તોપણ કંઇ ફિકર નહિ; કેગકે સત્યથી પુણ્ય
થાય છે. અસત્ય બોલવાથી કદી આપણને તે વેળાએ કંઇ ફાયદો
થતો હોય તોપણ કદી જૂઠું બોલવું નહિ; કેમકે તેથી જૂઠું બોલ-
વાની ટેવ અને હિમ્મત વધતી જાય છે, સાચું બોલવાનો ત્રાસ પડે
છે, છૂપી રીતે નઠારાં કાગ કરવાનું અને જૂઠું બોલીને તે ઢાંકવાનું
મન વધતું જાય છે, છેવટ એ છાનું રહેતું નથી તેથી લોકોમાંથી
પતીજ ઘટી જાય છે, અને પરિણામે ભૂડું થાય છે. છોડીએ (તેગજ
છોકરાએ) માબાપથી કોઈપણ વાત. છાની રાખવી નહિ. કોઈ કાંઇ
પૂછે અને તે કહેવા જેવું હોય તો ખરેખરૂં કહેવું. જો કહેવા જેવું
ન હોય તો નગનતાઇથી કહેવું કે "મારાથી તે કહેવાશે નહિ," પણ
કદી ખોટું બોલવું નહિ. વિદ્યા, જ્ઞાન અને ધર્મગાં પ્રવીણ થયા પછી
અને ચૌદ વર્ષની ઉમર થાય એટલે છોકરીએ લગ્ન માટે વિચાર
કરવો; પરંતુ ગાબાપની મરજી વગર કોઇની સાથે લગ્ન કરવા
બંધાવું નહિ; કેમકે તેગની બુદ્ધિ પ્રૌઢ હોવાથી તેઓ આ બાબતમાં
જેટલો સારા નરતો વિચાર કરી શકે, તેટલો નાની ઉગરની છોકરીથી
થઇ શકે નહિ. જો માબાપ દીકરીના હિત તરફ ન જોતાં પોતાનો સ્વાર્થ
કુ ઈચ્છા પાર પાંડવાને, ગમે તેવા, અયોગ્ય પુરૂષની સાથે લગ્ન

કરવાનું કસવે, તો તેવે સમયે તેમને દુઃખ ન લગાડતાં, કહેવું કે હાલ લગ્ન કરવાની મારી મરજી નથી; જોગ કરવું એ વધારે સારૂંછે. ઉમર જ્યારે સોળ વર્ષની થાય, ત્યારે પોતાની મેળે લાયક પુરૂષ પસંદ કરી, વિચાર કરી, તેની સાથે લગ્ન કરવું, ને પછી તેને આધીન રહેવું. પતિની આજ્ઞાનો ભંગ અને ઉપહાસ કરવાથી પરસ્પરના પ્રેમનો નાશ થાય છે. પ્રેમનો નાશ થવાથી આ સંસારનું સુખ નહિ જેવું થઇ પડેછે; અને એવું થયું એટલે પછી ભૂલથી કિંવા મોહથી કે ગરજીથી દુરાચરણ તરફ લક્ષ ખેંચાય છે. દુરાચરણથી છેવટ કેવાં ફળ નીપજશે, તે પ્રથમ જાણવામાં નથી હોતાં. આવી શરૂઆતની સ્થિતિમાં પતિની ઇચ્છા વિરૂદ્ધ ચાલવાથી તેનાં ઘણાં માઠાં ફળ ચાખવાં પડેછે, માટે તેમ ન થવા દેવું. પતિની આજ્ઞામાં રહેવાથી કોઇપણ પ્રકારનું નુકસાન ન થતાં, ઊલટો પતિનો પ્રેમ વધે છે, ને તેથી દિવસે દિવસે વધારે સુખ મેળવાય છે. સ્ત્રીએ પતિની સાથે કદી કપટ રાખવું નહિ. પતિથી ખરી વાત છૂપાવી અથવા પ્રથમ ખોટી કહી પછી ખરી વાત જણાવવાથી સ્ત્રીપરનો તેનો વિશ્વાસ ઉઠી જાયછે, અને તેથી પરસ્પર અવિશ્વાસ અને અભાવ ઉત્પન્ન થાય છે, ને એક બીજાને દીઠાં ગમતાં નથી. આવા દાખલા ઘણીવાર બની આવેછે, માટે આ બાબતમાં પણ વિશેષ સંભાળ રાખવાની જરૂરછે. પોતાનો અપરાધ પતિથી છાનો રાખતાં થનારૂં નુકસાન કંઇ ઓછું થતું નથી, પણ ખરી હકીકત ધણીને જણાવ્યાથી તરતજ ચિત્તની ચિંતા દૂર થાય છે. નઠારાં કામ કદી ગુપ્ત રાખવામાં આવે, તોપણ કોઇ દિવસે એ પાપો ઉઘાડાં પડયા વગર રહેજ

નહિ. કહેવતછે કે "પાપનો ઘડો ભરાય એટલે ફૂટયા વગર રહેજ નહિ." માટે સ્ત્રીએ કોઇપણ પ્રકારનું દુષ્ટ કામ કરવા પહેલાં સારી પેઠે સાવચેતી અને વિચાર રાખવાં જોઇએ. મોહજાળના ફાંસામાં ફસાઇ, કદી કાંઇ અપરાધ પોતાથી થયો હોય, તો તે ભરથાર પાસે કબૂલ કરી ક્ષમા માગવી, અને મદદને માટે વિનતી કરવી. ટુંકામાં સાર એ છે કે સ્ત્રીઓએ આ વાત સારી પેઠે ધ્યાનમાં રાખવી, કે કોઈ પણ વાત નાની કે મોટી, જરૂરની, કે વગર જરૂરની, સારી કે નઠારી ગમે તેવી હોય, પરંતુ પતિથી છાની રાખવી નહિ. એથી પોતાના પતિનો વિશ્વાસ અને પ્રેમ તેના ઉપર એટલો બધો થશે કે તેટલો બીજા કોઇ ઉપાયે થશે નહિ. પતિ જો અવિવેકી, ઉતાવળીઓ અથવા ક્રોધમાં હોય તો તુરત આવી વાત ન કરવી; પણ જ્યારે તે ખુશમિજાજમાં અને શાંત હોય ત્યારે સમય જોઇને કરવી, કે જેથી કાંઈ અનર્થ ન થાય. ખાતરીથી સમજવું કે નિષ્કપટ અને ચોખ્ખાવ્યવહારથી હમેશા સારૂંજ થાયછે. પતિ ઘેર ન હોય ને પરદેશ કે મુસાફરીમાં હોય, તો પત્રદ્વારે તેનો વિચાર લઇને ઘરનો કારભાર ચલાવવો. પોતાની મરજીમાં આવે તેમ કરવું નહિ. કેમકે બંનેના અનુમતથી કામ જેવું સારૂં થાયછે, તેવું આપમતથી કદી થતું નથી. જગન્નિયંતા ઈશ્વરે સ્ત્રી પુરૂષમાં પરસ્પર એટલો મજબૂત અને નજીકનો સંબંધ જોડી દીધોછે કે તે ઉપરથીજ એક બીજાની મદદ અને વિચારથી સંસારનું દરેક કામ થવું જોઇએ. પતિ મરી ગયા પછી જો પુત્ર હોય તો તેના સ્વાધીનમાં રહેવું; કેમકે ઉપર કહ્યું તેમ સ્ત્રીઓને હમેશા પુરૂષના આશ્રયને સહાયની જરૂર છે.

પતિની પછવાડે તેનું રક્ષણ કરનાર દીકરા જેવો બીજો કોઇ ગળવાનો નથી. દીકરાને સારી શીખામણ દેવી, એ જેમ માની ફરજછે; તેમ દીકરાનો આશ્રય ને સહાય માગવાં, અને તેણે આપવાં; એમ બંનેની પરસ્પર ફરજછે. પતિ જીવતો હોય ત્યારે વિચાર, સહાય, અને અન્ન વસ્ત્રાદિ સર્વનો આધાર ભરથાર ઉપરજ હોયછે; તેજ રીતે પતિના મરણ પછી વિધવાપણામાં દીકરા ઉપર આધાર રાખવો જોઇએ. જે સ્ત્રી પોતાના સમજુ દીકરાની મરજી વિરૂદ્ધ સંસારમાં ચાલેછે, તેના ઉપર અનેક આફતો આવવાનો સંભવ છે. વિધવા સ્ત્રીએ પુત્રના અભાવે ભાઇ, અથવા બીજા સગા, કે સ્વામીએ બીજા કોઇને સંભાળવાને ભલામણ કરી હોય તેના આશ્રય અને મદદ ઉપર આધાર રાખવો. આધાર વગરની સ્ત્રીઓ ઉપર દુઃખ અને પીડાઓ આવી પડેછે. જો ઇચ્છા હોય, ને પુનર્લગ્ન કરે, તો તેણે પહેલા સ્વામી પ્રમાણેજ પછીથી કરેલા સ્વામીની સાથે વર્તવું.

પિત્રા ભર્ત્રા સુતૈર્વાપિ નેચ્છેદ્વિરહમાત્મનઃ।
એષાં હિ વિરહેણ સ્ત્રી ગર્હ્યે કુર્યાદુભે કુલે ॥

મનુસ્મૃતિ. ૫. ૧૪૯

અર્થઃ— પિતા, પતિ અને પુત્રથી જુદાં રહેવાની ઇચ્છા સ્ત્રીએ કરવી નહિ. જે સ્ત્રી એમનાથી જુદી રહેછે, તે પીઅર અને સાસરાનાં કુળને કલંકિત કરેછે.

સમજણ:—જે કારણને લીધે બાપ, ભરથાર અથવા પુત્રની સાથે વિરોધ થયો હોય, તે ટાળવાને સ્ત્રીએ મેહેનત કરવી; પણ તેમને છોડીને એકલાં રહેવાની કયારે પણ ઇચ્છા કરવી નહિ; કારણ કે સ્ત્રી જુદાં અને સ્વતંત્ર રહી, બહુ સંભાળથી ચાલતી હોય, અથવા નિર્દોષ હોય, તોપણ લોકો તેની વર્તણુક માટે શક લાવે છે, અને દુરાચારી લોકો તેઓને ખરાબ સલાહ આપવાને, અને નઠારે રસ્તે લઇ જવા કુભાંડ રચે છે. અને જ્યાં ચાલ વિષે શક આવ્યો એટલે તેની એકલીની નહિ; પણ પીઅર અને સાસરીઆં સુદ્ધાંની બે આબરૂ અને નિંદા થાય છે. માટે જે વાતથી આટલું બધું નુકસાન થાય, તેથી દૂર રહેવાની ઘણીજ કાળજી રાખવી; વળી વૃદ્ધાવસ્થામાં અને મંદવાડ સમયે એકલાં રહેવાથી તેને જે સંકટ વેઠવું પડે છે, તે ઉપર પ્રમાણે કોઈના આશ્રમમાં રહેવાથી વેઠવાનો વખત આવતો નથી.

સદા પ્રહૃષ્ટયા ભાવ્યં ગૃહકાર્યેષુ દક્ષયા ।
સુસંસ્કૃતોપસ્કરયા વ્યયે ચામુક્ત હસ્તયા ॥

મનુસ્મૃતિ. ૫—૧૫૦

અર્થઃ—સ્ત્રીએ હમેશાં પ્રફુલ્લિત મન રાખવું, ઘર કામમાં નિપુણ થવું, ઘરમાંનો સર્વ સામાન સ્વચ્છ અને નિયમિત સ્થળે રાખવો અને ઘરના સઘળા ખર્ચમાં કરકસર કરવી.

**વ્યાખ્યાનઃ**—સ્ત્રીએ હમેશા પ્રફુલ્લિત મન રાખવું. પતિ ગુસ્સે થાય, સાસુ સસરો વગેરે ઘરનાં વડીલ માણસો ક્રોધે ભરાય; છોકરાં છૈયાં, ચાકર નોકર વગેરે હલકા માણસો તેનાપર ખીજે; નણંદ, જેઠાણી, દેરાણી, આદિ સરખી વયની સ્ત્રીઓ કદી ત્રાસ આપે; તોપણ સ્ત્રીએ તેના ઉપર ગુસ્સો કરવો નહિ. એવે વખતે ધૈર્ય, ક્ષમા, શાંતિ આદિ સદ્‌ગુણોથી મન સદા પ્રસન્ન રાખવું. ઘાંટો કહાડી બોલવું નહિ. કોઇને માઠું લાગે, એવું વચન કહેવું નહિ. બહુ બોલવું નહિ. નકામું ટાહેલું કરવું નહિ. નમ્રતા, સુશીલતા, સાદાપણું વગેરે સદ્‌ગુણરૂપી અમૂલ્ય આભૂષણ ધારણ કરી, ઘર કામમાં સાવધાન રહેવું ને ઘરને શોભા આપવી. ચતુરાઈથી રસોઇ કરવામાં અને પીરસવામાં હુશીઆર થવું, લેવડ દેવડની માહિતી મેળવવી, બજારની સેજસાજ ખરીદી જાણી લેવી, ઘરનો હિસાબ રાખતાં શીખવું, છોકરાંને સારી રીતે ઉછેરવા શીખવું, ઘરખુણીઆં ઓસડવેસડ જાણી લેવાં, સારાંશ કે સંસારની હરેક પ્રકારની માહિતીની ઘણી જરૂરછે. ઘણી ઘણીઆણીનાં આળસ અને અજ્ઞાનને લીધે ઘરની ઘણીક ચીજો જ્યાં ત્યાં અવ્યવસ્થિત પડી રહે છે, ને ઘરમાં પણ જ્યાં જોઇએ ત્યાં કચરો પુંજો જોવામાં આવે છે. ઘણીઆણીનું ધ્યાન જ્યારે ઘર ધંધાપર ન હોય ત્યારે ચાકર માણસો પોતાનું કામ કાળજીથી ન કરે તેમાં નવાઈ શી? તેથી છેવટે કુટુંબના માણસને દુઃખ વેઠવું પડેછે, પૈસાનું નુકસાન થાયછે, મનને આનંદ ઉપજતો નથી, અને સુખની વૃદ્ધિ થતી નથી માટે

સ્ત્રીઓનું પહેલું કામ એ છે કે તેમણે ઘરબાર, આંગણું, સૂવા બે-સવાની જગા વગેરે સાફ રાખવી. સર્વ વસ્તુ નિયમસર પોત પોતાની જગાએજ રાખવી. એટલે રસોઇનો સર્વ સામાન રસોડામાં, દાણો દુણી કોઠારમાં અથવા તેને માટે મુકરર કરેલી જગામાં, શીકા ઉપરની ચીજ શીકા ઉપર, અભરાઈ ઉપરની અભરાઇ ઉપર, ટેબલ ઉપરની ટેબલ ઉપર, કબાટની કબાટમાં, સૌ સૌની જગાએજ રહેવી જોઇએ. ખપ હોય ત્યારે એકાદિ ચીજ લેવાની જરૂર પડે, તો તે લઇ કામ પૂરૂં થયા પછી તેની અસલ જગ્યાએ મૂકી દેવી. ઘરનાં વાસણકૂસણ, ટેબલ ખુરશી, હાંડીગ્લાસ, પલંગ ઢોલીઆ ઉપર મેલ જામે નહિ, માટે દિવસમાં એકાદવાર ઘસી સાફ રાખવાં કે સાફ રખાવવા, ભૂલવું નહિ. લૂગડાં લત્તાં સંભાળવાને પેટી અથવા કબાટ રાખવો. તમામ વાસણ ઉજાળી સ્વચ્છ કરી, તેની જગાએ ગોઠવી મૂકવાં. સાંજ સવાર વાળી ઝાડી ઘર ચોખ્ખું રાખવું. ધૂપથી ફૂલથી કે તેવીજ કોઇ સુગંધવાળી ચીજથી ઘરની હવા સ્વચ્છ રાખવી. ઘરમાંની ચીમ્ની, દીવા, ફાનસ વગેરે સાફ રાખવાં, તેમજ ઓઢવા પાથરવાની ચાદર, તળાઈ, ગોદડાં ગાદલાં પણ સ્વચ્છજ રાખવાં. મેલાં કપડાં ધોએલામાં ભળવા દેવાં નહિ. ચાકર નફરને પૂરતાં કપડાં આપી, તેમની પાસે સાફ રખાવવાં. પક્ષીનાં પાંજરાં, ગાયકે ભેંસની કોડ આદિ પણ સ્વચ્છ રાખવી. ઘરનો બાગ હોય તે, અથવા ઘરની આસપાસ નાનો બાગ થાય તેમ હોય, તો તે સુશોભિત થાય તેમ યત્ન કરવો. ચાકર હોય તો તે પાસે કામ કરાવવું

ચાકર ન હોય તો વહુ, દીકરી વગેરે ઘરનાં માણસોની મદદ લઈ સર્વ કામો કરાવવાં. જે સ્ત્રીઓને જાત મહેનત કે ચાકરી કરીને કમાવું પડતું નથી, તેઓને નાણાંની ખરેખરી કીમત સમજાતી નથી; તેથી પુરૂષોએ પેદા કરેલા પૈસા વ્યર્થ ઉડાવી દેઇ, અંતે નાણાં વગર દુઃખ સાગરમાં પડે છે. માટે જેને લીધે વિના કારણ ખર્ચ થાય એવું કંઇ પણ કામ કરવું નહિ. જે વસ્તુની જરૂર ન હોય, તે સોંઘી મળે તો પણ લેવી નહિ; કેમકે એ પૈસા નાંખી દીધા બરાબર છે. અપાત્ર એટલે ધીંગાધડબા, નિરૂદ્યોગી, દુરાચારી લોકોને દાન દેવું નહિ. પણ જે ખરેખર દુઃખી, લૂલાં, લંગડાં, આંધળાં, બહેરાં, ગરીબ એજ દાનને પાત્ર છે. ધર્મ સંબંધી ઉપદેશ કરનાર અને લોકોપયોગી સારાં કામ કરનારને દાન ધર્મ કરવું. કૃપણપણામાં જેવો દોષ છે, તેવોજ શકિત ઉપરાંત દાન કરવામાં દોષ છે. જેમ ઉડાઉપણું કામનું નથી, તેમ કોઇનું વાજબી દેવું દેવામાં કરકસર કરવી એ પણ કામની નથી.

**નાસ્તિ સ્ત્રીણાં પૃથગ્યજ્ઞો ન વ્રતં નાપ્યુપોષિતમ્**
**પતિં શુશ્રૂષતે યેન તેન સ્વર્ગે મહીયતે**

**મનુસ્મૃતિ ૫—૧૫૫**

અર્થઃ—સ્ત્રીઓએ બીજી કોઈ પૂજા કે અર્ચા, અપવાસ કે વ્રત કરવાની જરૂર નથી. કેવળ પતિની સેવા કરવાથીજ તે આ લોકને પરલોકમાં પૂજ્ય થઇ પડે છે.

વ્યાખ્યાનઃ—સ્ત્રીઓએ સર્વ ધર્મ કામ, પતિની સાથે રહી કરવાં. પૂજા, અર્ચા, વ્રત, અપવાસ વગેરે કુટુંબની સ્ત્રીઓને મૂકી એકલાં ન કરવાં; કેમકે એ સર્વ પોતાના પતિની સહધર્મી હોય છે. સધવા સ્ત્રીએ પતિ સિવાય એકલાં ધર્મદાન ન કરવું, કેમકે એમાં તેનો સ્વાર્થ દેખાઈ આવેછે. પતિવ્રતા સ્ત્રી પોતાનુ કલ્યાણ કરવા માટે પ્રભુ પ્રાર્થના કરેછે, તેજ પ્રમાણે પોતાના સ્વામીના કલ્યાણને સારૂ પણ વિનતિ કરેછે. આમ છે ત્યારે કોઇ પણ પ્રકારનું ધર્મદાન સ્ત્રીથી એકલાં થઇ શકે ખરૂં? કદી તેનો પતિ ધર્મ વિષયમાં અનુકુળ ન હોય, તો હરકોઇ ઇલાજે પોતાનો પતિ અનુકુળ થાય તેમ કરવું. તેમજ તેના કલ્યાણને સારૂ પરમેશ્વર પાસે પ્રાર્થના કરવી. જેમ ઇશ્વરની દરરોજ ઉપાસના અને પ્રાર્થના કરવાની સ્ત્રીની મુખ્ય ફરજ છે. તેમજ પતિની સેવા કરવી એ પણ તેનું મુખ્ય કામ છે. આ બંને ફરજ બરાબર બજાવે, ને પછી કાંઇ પણ ન કરે તોપણ તે દયાળુ પ્રભુની કૃપાને યોગ્ય થાયછે.

સ્વામીની સેવા ત્રણ પ્રકારની છેઃ—૧ કાયિક, ૨ વાચિક, ને ૩ માનસિક.

૧ પતિને શરીર સંબંધી સુખ આપવું, તેના શરીર સંબંધી કામો પોતે તત્કાળ ઉઠી કરવાં. પતિ જ્યાં સુધી ઘેર હોય અથવા પોતાની પાસે હોય, ત્યાં સુધી કોઇપણ મહત્વનું અથવા વિચારનું કામ તેની મરજી વિના અથવા તેને ન જણાવતાં કરવુ નહિ. પતિ સિવાય બીજા કોઇ સાથે ઠઠ્ઠા મશ્કરી કે હાસ્યવિનોદ કરવો

નહિ. સર્વદા પતિની આજ્ઞામાં રહેવું. પ્રાણ જાયતો ભલે, પણ શીલવ્રતનો ભંગ કરવો નહિ. આવાં આચરણને કાયિક અથવા શારીરિકપતિ સેવા કહેછે. ટૂંકામાં પોતાના શરીરને મહેનત પડે, એવાં કામ કરીને ધણીને ખુશી કરવો.

૨ પરપુરૂષ સંબંધી અગથા વિચાર અથવા ઈચ્છા કરવાથી પતિ ઉપર દૃઢ પ્રેમ રહેતો નથી. તેથી એ બાબતના મનમાં વિચાર પણ આવવા ન દેવા. હમેશ પતિના હિત માટેજ ચિંતવન કરવું. સત્ય, નમ્ર અને મધૂર બોલવુ. વખતો વખત ઉપદેશનાં, અથવા પતિને પ્રિય હોય, તેવાં પુસ્તકો વાંચી, કિંવા નીતિનાં ગીતો ગાઈ તેનું મન રાજી રાખવું. આ વાચિકપતિ સેવા કહેવાય છે. મતલબ કે વાચાએ કરી પતિને ખુશી રાખવા મહેનત કરવી.

૩ માનસિક—પતિના ઉપર દૃઢ પ્રેમ રાખવો, અને તેના સુખ સંતોષને માટે હમેશા કાળજી રાખવી, એને માનસિક પતિ સેવા કહે છે.

આ પ્રમાણે પતિ સેવા કરવાથી પહેલ વહેલાં તો આકરૂં લાગશે ખરૂં; પરંતુ એ પોતાનો પરમધર્મ જાણી, તેમાં કુશળ થઈ મચ્યાં રહેવાથી થોડા દિવસમાં સ્વાભાવિકધર્મ થઈ જશે. પછી ક્લેશ પોતાનું કાળું મોઢું કદી દેખાડી શકશે નહિ, અને આનંદને આનંદજ થવાનો; કેમકે તેની એક નિષ્ઠાવાળી પતિ સેવા જોઈ, સ્વામી તેના ઉપર પ્રેમ ઘણોજ વધારશે. સંસારમાં પુરૂષને

પતિવ્રતા સ્ત્રી જેવી ઉત્તમ સુખકારી વસ્તુ બીજી એકે નથી. સ્ત્રીઓને પાતિવ્રતના પુણ્ય સિવાય બીજા પુણ્યની જરૂર નથી. પાતિવ્રતથી ઈશ્વર ખુશી રહેછે. જેના ઉપર ઈશ્વર ખુશી હોયછે, તેને કોઇ પ્રકારની તંગી પડતી નથી. પતિવ્રતાની સારી ઇચ્છા ઇશ્વર સદા પૂરી પાડેછે. પાપ, દુઃખ, શોક, વગેરેમાંથી ઇશ્વર તેનું રક્ષણ કરેછે; અને પરલોકમાં તે જે આનંદ અને મોટાપણું ભોગવેછે; તેનું તો વર્ણન પણ થઈ શકે નહિ.

**પાણિગ્રાહસ્ય સાધ્વી સ્ત્રી જીવતો વા મૃતસ્યવા ।**
**પતિલોકમભીપ્સન્તી નાચરેત કિંચિદપ્રિયમ ॥**

મનુસ્મૃતિ ૫—૧૫૬.

અર્થઃ—જે સાધ્વી સ્ત્રી પરલોક પામેલા પતિની ઇચ્છા કરે, તેણે પાણિ ગ્રહણ કરનાર—જમણો હાથ માયરામાં પકડનાર—પોતાનો પતિ જીવતો હોય, કિંવા મૃત્યુ પામેલો હોય, તોપણ તેને અપ્રિય હોય, એવું કોઈ પણ જાતનું આચરણ કરવું નહિ.

**વ્યાખ્યાનઃ**—સ્ત્રીઓએ પવિત્ર પ્રેમને લીધે પતિના સહવાસનું નિત્ય સુખ ભોગવવાને લાયક થવું. લગ્નથી એકવાર જે પુરૂષ સાથે સ્ત્રી બંધાયછે. તે પુરૂષ જીવતો હોય ત્યાં સુધી ( પછી તે પાસે હોય કે દૂર હોય તોપણ ) તેને નાપસંદ હોય, એવું એક પણ કામ તેણે કરવું નહિ; કેમકે આમ વર્તવાથી પતિપત્નીનો પવિત્ર પ્રેમ ધાડો થતો જાયછે. એજ પ્રેમ આ લોક ને પર લોકમાં ખરો આનંદ આપેછે. સતી સ્ત્રીએ હમેશા એવી ચીવટ

રાખવી કે " મારા પતિને શું ગમશે ? " પતિને પ્રિય હોય, તે કરવું ને અપ્રિય તે ન કરવું. પતિને કદી કાંઈ ખરાબ ટેવ પડી હોય, ને સારી વાતનો કંટાળો હોય, ત્યારે પણ પોતાના ઉપર પ્રેમ કાયમ રહેવા સદાચાર છોડી દુરાચારી થવું નહિ; પણ એવા પ્રસંગે સમજુ સ્ત્રીએ પોતાના પતિને, એ કુટેવરૂપી મહારોગના પંજામાંથી મુક્ત કરવાને અતિ નમ્રપણાથી પૂરતી મહેનત કરવી; ને એમ લાગે કે તેને સુધારવો પોતાની શક્તિ ઉપરાંતછે, તો તે માટે પરમકૃપાળુ પ્રભુની સહાય માગવી. સારાંશ કે પતિનું અંતઃકરણ દુરાચરણમાંથી છૂટી સદાચરણમાં પરોવાય, એવી મહેનત કરવી, અને તેનાં સારાં કામમાં સદા મદદ કરતાં જવું.

જે સ્ત્રીના ઉપર પોતાના ધણીની પ્રીતિ ઘણીજ હોય, તે પછી પતિ સ્વર્ગવાસી થાય, અને ફરી જો પરલોકમાં તેને મળવાની ઇચ્છા હોય તો તેણે તેના મૃત્યુ પછી, તેને જેજે વાત ના પસંદ હતી, તેમાંની કંઇ કરવી નહિ, ને પરપુરૂષ સંબંધી મનમાં ઈચ્છા પણ કરવી નહિ. બાકી રહેલું પોતાનું આવરદા વૈરાગ્ય અને સાધુ વૃત્તિ રાખી, ધર્માચરણ અને પરોપકારમાં ગાળવું. જો કોઇ સ્ત્રીથી તેમ ન-રહેવાય તો તેને પુનર્વિવાહ કરવાની છૂટ છે, પણ જો પુનર્વિવાહ ન કરતાં જે સ્ત્રી વ્યભિચાર કરે છે, તેને મહા પાપ લાગે છે, અને છેવટે ઘોર નરકના જેવું દુઃખ ભોગવે છે.

પતિં હિત્વા યાપકૃષ્ટં સ્વમુતકૃષ્ઠં નિષેવતે ।
નિન્દ્યૈવ સા ભવેલ્લોકે પરપૂર્વેતિ ચોચ્યતે ॥
મનુસ્મૃતિ. ૫—૧૬૩

**અર્થ:**— જે સ્ત્રી પોતાનો પતિ નઠારો છે. એમ સમજી તેનો ત્યાગ કરે ને બીજા એકાદા સારા પુરૂષની સેવા કરે, તો તે લોકમાં નિંદાય છે, અને તેને લોકો પહેલો ધણી જીવતો છતાં બીજે ગઈ એમ કહે છે.

**વ્યાખ્યાન:**—પતિમાં કદિ કાંઇ દોષ કિંવા તેનાથી પોતાને પૂરેપૂરો સંતોષ ન હોય, તો પણ તેનો ત્યાગ કરવો નહિ; પરંતુ તેને સુધારવાને હમેશા પ્રયત્ન કરવો. એમ છતાં પણ સુધરે નહિ તો તેનામાં જે સદ્ગુણ હોય તે તરફ લક્ષ રાખી સંતોષ માનવો—આ પ્રમાણે ન કરતાં જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી તેનાથી કોઇ સારા પુરૂષ ઉપર પ્રેમ રાખે છે, અથવા તેના આશ્રયમાં રહે છે. તેની લોકમાં અપકીર્તિ થાય છે, અને તેને બધા લોક ખરાબ વર્તણુકની કહે છે. આ રીતનાં આચરણથી સગાં સંબંધીમાં દરરોજ કંકાસ થાય છે ને દુશ્મનાઈ જાગે છે. વળી, તેથી અંતઃકરણની શાંતિ નાશ પામે છે, એટલુંજ નહિ પણ સુખની આશાએ પોતાના પતિને છોડી બીજો જે પુરૂષ ધાર્યો હોય તે પણ અંતે રઝળાવે છે; એટલે તે સ્ત્રી દુઃખના દરિયામાં ડુબકાં ખાય છે. આ રીતે ઘણી અવિચારી સ્ત્રીઓ આ લોકમાં હેરાન થાય છે, ને પરલોકમાં પણ પરમેશ્વરની અવકૃપાને પાત્ર થાય છે.

**વ્યભિચારાત્તુ ભર્તુઃસ્ત્રી લોકે પ્રાપ્નોતિ નિંદ્યતામ્ ।**
**શૃગાલયોનિં પ્રાપ્નોતિ પાપરોગૈશ્ચ પીડ્યતે ॥**

**મનુ સ્મૃતિ. ૫—૧૬૪**

**અર્થ:**—જે સ્ત્રી પોતાના ધણીના મરણ પછી વ્યભિચાર કરે છે, તે આ લોકમાં નિંદાય છે, અને દુષ્ટ રોગથી થતાં અનેક પ્રકારનાં અસહ્ય દુઃખ ભોગવે છે, વળી મૂઆ પછી *શીઆળને પેટે જન્મ લેવો પડે છે.

**વ્યાખ્યાન:**—જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કર્યા સિવાય, ને વળી છાની રીતે વ્યભિચાર કરે છે; તેની પણ આ લોકમાં નિંદા ને અપકીર્તિ થાયછે, કેમકે બુરૂં કામ ઢાંક્યું રહેતું નથી. તે કદીને કદી પણ ઉઘાડું થાય છે. કુકર્મથી ભયંકર રોગ થાય છે, આયુષ્ય ઘટેછે, દ્રવ્ય નાશ પામે છે, ને એટલી બધી વિટંબના ભોગવવી પડે છે કે તેના જેવું આ દુનિયામાં બીજું કાંઈ દુઃખ નથી. સારાંશ; વ્યભિચારથી આ લોકમાં નિંદા ને બેઆબરૂ, સ્ત્રી પુરૂષના સુખનો નાશ, પવિત્ર પ્રેમનો લોપ, મનમાં ચિંતા, શરીરને ક્લેશ, ઇત્યાદિ પીડાઓ પેદા થાયછે. વળી વ્યભિચારી સ્ત્રીનો જે પુરૂષ સંગ કરેછે, તે પણ એવાંજ ફળોનો ભોક્તા થાયછે. તેથી ઘણકરીને લોહી બગડી જાય છે,

---

*આ અને એવાંજ બીજાં કેટલાંક પ્રાચીન વચનો (ઘોરનરકાદિ) વાંચી હાલના બુદ્ધિવાદ જમાનામાંના કેટલાક ઐહિક સુખનેજ માનનારા કે પૂનર્જન્મને નહિ સ્વીકારનારા ઉપહાસ કરશે, કિંવા "છિટ્ છિટ્" અને "નોન્સેન્સનાં" બાણોની વૃષ્ટિ કરશે; પરંતુ તેમણે કવિતાની અલંકાર યુક્ત ભાષાના ફલિતાર્થ તરફ ધ્યાન દેવું જોઈએ, અથવા મન્વાદિ પરમપૂજ્ય મહાત્માએ અધમ દશા બતાવવાને શૃગાલયોનિ કે ઘોરનરક વગેરે કલ્પ્યાં હશે, એમ સમજવું. ગુ. ભા. કર્ત્તા.

ને સંતાન થવાની તો વિશેષ આશા પણ રહેતી નથી. કદાપિ સતતિ થાય, તો તેને પણ માબાપના દુષ્ટ રોગ વારસામાં વળગે છે ને એ રીતે કુકર્મની શિક્ષા તે કરનારનેજ ભોગવવી પડેછે એમ નથીઃ! એટલુંજ નહિ, પણ એવાં પાપકર્મથી આત્મા ભ્રષ્ટ થાય છે, ને પરલોકમાં તેને ઘોર નરકનું દુઃખ ભોગવવું પડે છે. ક્ષણિક ઇંદ્રિય સુખને માટે જે સ્ત્રી કે પુરૂષ આટલું બધું દુઃખ પોતાને હાથે કરી વ્હોરી લે છે, તેના જેવું મૂઢ પ્રાણી આ જગતમાં બીજુ કોઇ સમજવું નહિ.

પતિં યા નાભિચરતિ મનોવાગ્દેહસંયતા ।
સા ભર્તૃલોકમાપ્નોતિ સદ્ભિઃ સાધ્વીતિ ચોચ્યતે ।।
મનુસ્મૃતિ ૫—૧૬૫.

અર્થઃ—જે સ્ત્રી પોતાનું મન, વાચા ને શરીર પોતાને તાબે રાખી પતિના મૃત્યુ પછી વ્યભિચાર કરતી નથી, તેને ભર્તૃ લોક મળે છે, અને સાધુજન સાધ્વી કહેછે.

વ્યાખ્યાનઃ—સર્વ સ્ત્રીએ મન, વાણી અને શરીર કબજે રાખવાની ટેવ પાડવી, એ જરૂરની વાતછે. કુવિચાર, પાપવાસના, ને વેળાકવેળા કામેચ્છા વગેરેનો મનમાં પ્રવેશ પણ ન થાય, તેવી કાળજી રાખવી. વખતે પાપવાસનાનો મનમાં પ્રવેશ થઇ જાય, તો તે એકદમ દાબી દેવી, અને તેને અંતઃકરણમાં મુદ્દલ જગાજ મળવા નદેવી. પછી માઠું પરિણામ શું થનારછે? કામ, ક્રોધ આદિ વેરી કિંવા પાપ વાસનાને એકવાર અંતઃકરણમાં જગા મળી, એટલે તુર્ત માણુસ તેને વશ થઇ જાયછે. પ્રથમ અંતઃકરણમાં પાપ

સંબંધી વિચાર ઉત્પન્ન થાયછે, પછી પાપ કરવાની ઇચ્છા પેદા થાયછે, એટલે એ ઇચ્છા મુખથી પ્રગટ થાય છે, અને છેવટે પાપ કર્મ નીપજેછે. માટે પાપકર્મનું મૂળ જે પાપી વિચાર, તે જો દિલગાં આવવા ન દીધા હોય, તો તેની સત્તા આપણાપર નજ ચાલે. મનગાં પાપી વિચારને આવવા દેવા, એ ઘરગાં સર્પને પેસવા દેવા બરાબર છે. સર્પને ઘરગાં રહેવા દઇએ, તો કરડવાના તેના સ્વભાવને લીધે, કોઇ પણ વખતે દંશ દઇને નાશ કરેછે, તેમ પાપી વિચાર પણ ગાણસને અસાવધ જોઇ, મોહજાળગાં નાંખીદેછે. આવા વિચાર ગનમાં ઉત્પન્ન ન થાય તે ગાટે સારાગાં સારો ઉપાય એછેકે હમેશા સારા કાગમાં ગૂંથાઇ રહેવું, ઘરના કાગકાજમાં ચિત્ત લગાડવું. લખવા વાંચવા શીખવું, સુઘડ સ્ત્રીઓ સાથે સારી સારી વાતો કરવી, ધર્મ સંબંધી પુસ્તકો વાંચવાં, મતલબ કે મનને કેવળ સારાં કાગગાં રોકવું એટલે પાપી વિચાર ગનમાં પણ આવવા નહિ પામે. ગન જ્યારે નકામું હોયછે, ત્યારેજ ખર વિચાર પેદા થાયછે. ગાટે નવરાશની વખતે, કોઇ પણ સારી બાબતનું ચિંતવન કરવું; અથવા ઈશ્વર સ્મરણ કરવું. આવા ઉપાયોથી મન વશ થઇ શકેછે.

હવે વાગ્સંયગન એટલે શું તે કહુંછું. અનાચારની, અનીતિની કિંવા ઠઠ્ઠા મશ્કરીની વાતોનો ઉચ્ચાર સુધ્ધાં કરવો નહિ. સ્ત્રીઓ એકઠી થઇ ગમત રમત કરે છે ત્યારે, ગીત ગાતીઓ હોય ત્યારે, કેટલાક ગાંડા ચાલને લીધે, તેમના મોઢાગાંથી અપશબ્દ, ફટાણાં આદિ નીકળે છે. તેગજ બનેવી, નણુદોઇ, કે દેરની સાથે હસવું, ઠઠ્ઠા મજાક કરવી,

ગમે તેવી વાતો કરવી, આ સર્વમાં દોષ છે; એમ ઘણીક સ્ત્રીઓને લાગતું નથી એ મોટી ભૂલ છે.

રડવું કુટવું બંધ કરવુ, પુનર્વિવાહ કરવા, દીકરીને ભણાવવી, બાળલગ્ન ન કરવાં—એવા એવા સુધારાની બાબતમાં આપણી સ્ત્રીઓ, કાને સાંભળી શકાય નહિ એવા ભૂંડા શબ્દો બોલે છે. આમ કરવું અત્યંત નીચપણું છે. હલકા વિચાર કરવા એ જાણે તેનો સ્વભાવજ હોય, એમ જણાય છે. પણ એથી તેને પોતાનેજ ઘણી હાની થાય છે, માટે આ તમામ હલકા ચાલનો જલદી ત્યાગ કરવો જોઇએ. ભૂંડું બોલવું કે ભૂડી ગાળો દેવી, એ જેવુ નિંધ છે; તેવુજ નકામું બડબડવુ કિંવા નકામાં ગપ્પાં છોલવાં એ પણ નિંઘજ છે. કોઇ ઓળખીતું માણસ મળ્યું એટલે તેની સાથે ગફલતી વાતોનો મલાવો કરવા બેસવુ, કોકટનાં ગપ્પાં મારવાં, બીજાની નિંદા કરવી, એવી ખરાબ ટેવ ઘણીક સ્ત્રીઓને હોયછે; એથી તેમનો કીમતી વખત વ્યર્થ જાયછે. અને મનમાં ખરાબ વિચાર પેદા થાય છે. માટે એવી ટેવ ન પડે તેની કાળજી રાખવી. કેટલીક સ્ત્રીઓ રૂપને ટાપ ટીપનેજ વખાણેછે, કેટલીક નઠારી સ્ત્રીઓનું વર્ણન સાંભળ્યા કરે છે, અથવા તેવીજ બીજી હલકી વાતમાં આનંદ માનેછે, એથી કરીને મનમાં પાપવાસના ઉત્પન્ન થાયછે, માટે આ સર્વ હલકી વાતથી આગળનું અકલ્યાણ જાણી છોડી દેવી જોઇએ.

વાક્સંયમનની શાસ્ત્રમાં એવી રીત કહેલી છે કે વધારે કુદવું

કે ખડ ખડ હસવું, એ પણ સ્ત્રીઓએ વર્જવું જોઇએ; કેમકે એથી હલકાપણું જણાઇ આવે છે. મન હલકું છે, એવું નીચ લોકોના જાણવામાં આવે, એટલે ગમે તે ઉપાયો કરી, પોતાનો સ્વાર્થ સાધવા વશ કરવાની તજવીજ કરે છે ને વખતે તેના બુરા ફંદમાં ફસાવે પણ છે.

પતિ, સાસુ, સસરો કે બીજા વડીલ માણસની ગેરહાજરીમાં પરપુરૂષની સાથે બોલવું, તેની પાસે બેસવું, અથવા તે સાથે દેવ દર્શને કે બીજે કોઈ રમણિય સ્થળે જવું, એ સઘળી વાતો તજવી જોઇએ. એથી પરપુરૂષ સાથેનો સંબંધ વધતાં પોતાના પતિમાં નહિ હોય, એવો એકાદો ગુણ તેનો ધ્યાનમાં આવતાં પતિ તરફ અભાવ ઉત્પન્ન થાય, એ સાધારણ છે. આ રીતે હર વખત ચાલવાથી સ્ત્રીઓને બહુવાર હાની થએલી પણ આપણા જાણવામાં છે, માટે સ્ત્રીએ પતિ કિંવા બીજા વડીલ માણસની ગેરહાજરીમાં પછી પાસેના કે વેગળેના સંબંધી સાથે મર્યાદા બહાર ન બોલવાનો ચોખ્ખો નિયમજ રાખવો. કોઇ વખતે જ્યારે જરૂરી કામ હોય, ને કોઈ પૂછે તો નમનતાઇથી અને વિવેકથી એકાદા બે શબ્દ બોલવાને કંઇ હરકત નથી. પતિ કિંવા વડીલ માણસની સમક્ષ પરપુરૂષ સાથે સંભાષણ કરવાને અથવા સજ્જન મંડળીમાં બોલવાને કાંઇ હરકત નથી, પર પુરૂષ સાથે બોલતાં સ્ત્રીઓએ હમેશા નીચી નજર કરી બોલવાનો નિયમ ધ્યાનમાં રાખવો; અને બીજા કોઇ પણ સમયે પરપુરૂષ સાથે કદી નજરો નજર ભેગી થાય કે ચૂકાવી તરત નીચી દષ્ટિ કરવી. પરપુરૂષ તરફ જોઇ, મનમાં કદી પણ હસવું

નહિ. ચાકર નોકર સાથે વગર કારણે બોલ્યા કરવું નહિ. આ સર્વે નિયમ પાળવા તેને વાગ્સંયમન એટલે જીભ ને વાણીને વશ રાખવાનું કહેછે.

આ દેશમાં અસલના વારામાં બિલકુલ નહોતા એવા ખરાબ અને જંગલી ચાલ હાલમાં વધતા જાયછે. પહેલાં સ્ત્રીઓ વડીલ માણુસો પાસેથી ફરતાં ફરતાં માથા ઉપરનો છેડો જરા મોઢા આગળ લાવી, મરજાદા જાળવતી, તેમના રૂબરૂ બહુ તાણીને બોલતી નહોતી, વગેરે. પરંતુ હમણા પુષ્કળ જુવાન સ્ત્રી વડીલની રૂબરૂમાં કુટુંબનાં માણુસો સાથે, પાડોસના જુવાન પુરૂષો સાથે, અને ચાકર માણુસો સાથે ઉઘાડે માથે ગપ્પાં મારવા બેસે છે, એટલુંજ નહિ પણ ઠઠ્ઠા મશ્કરી સુદ્ધાં કરેછે. જે અદબથી તેમની સાથે વર્તવું જોઇએ, તેથી કેવળ ઉલટુંજ જોવામાં આવે છે, ને લાજ કહાડે છે, તેમાં પણ લાજ ઘણે ભાગે જળવાતી નથી. આ રીત ઘણી વખોડવા લાયક છે. એમાં છેવટે સ્ત્રીને લાંછન લાગે છે. માટે તેનો નિઃષેધ કરવાને દરેક સજ્જન પુરૂષે પ્રયત્ન કરવો જોઇએ.

શારીરિક સંયમન એટલે શુ ? તે હવે જોઇએ. શારીરિક સંયમનના અનેક માર્ગ છે, પણ તેમાંના મુખ્ય આ પ્રમાણે છેઃ—વિશેષ જરૂરના કામ વગર કદી પણ દોડવું નહિ. પર પુરૂષને આવતો દેખીનેજ શરમાળ સ્ત્રી ઘરમાં સંતાવા દોડે એ પણ યોગ્ય નથી. જો કોઈ પુરૂષ પોતાના અંગપર આવતો હોય તો ભાગી જવું, એ વાજબી કહેવાય. પણ એવું ન હોય ત્યારે એની તરફ જતાં ની-

નીચીદૃષ્ટિ રાખી ધીમે ધીમે ચાલ્યા જવામાં હરકત નથી. કદી તે કંઇ પૂછે, તો ધીમેથી મર્યાદામાં એક બે શબ્દ કહી ચાલતું થવું. ધંધો કરતાં લાંબો ઘુંમટો તાણવાની જરૂર નથી, માત્ર વડીલ માણસો તરફ ઉંચી ડોક કરીને અથવા સામી નજર કરીને જોવું નહિ જોઈએ. સારા લોકમાં જવું, ત્યારે પણ મોટી લાજ તાણવાની જરૂર નથી. રસ્તામાં જતાં પારકા લોકની નજર ચૂકાવાને નીચી દૃષ્ટિ રાખી જરા આઘું ઓઢી ચાલ્યા જવું, કેમકે એથી પોતાને ફાયદો છે. જેમાંથી છેક અંગ દેખાય એવાં પાતળાં પટકૂળ પહેરવાં નહિ. ઘરમાંથી બહાર જતાં પહેલાં પોતાના શરીરપર ઠીક કરીને કપડાં પહેરવાં. સોનેરી રૂપેરી કે ઝરીનાં છટાદાર લૂગડાં સુશીલ સ્ત્રીએ પહેરવાને થોડો લોભ રાખવો. ઘણીક સ્ત્રીઓ એમ સમજે છે કે પોતાનું શરીર દાગીનાથી બાંગી પડે તોજ શોભે છે, પણ એ ભૂલ છે. દાગીનાના શોખથી ઘણીક સ્ત્રીઓ દુઃખી થઈ છે, એટલુંજ નહિ, પણ કેટલીક વેળા જીવનું જાન પણ થએલું છે. યોગ્ય કીમતનાં સંપત પ્રમાણે દેશની રીતે થોડાંજ ઘરેણાં પહેરવાં.

ખરાબ જગામાં બેસવાનો વિવેક નહિ રાખવાથી લૂગડાં મેલાં થાય છે, માટે એવી રીત છોડી દેવી. તવ તવડી સ્ત્રીઓ ભેગી થઈ કદી કંઈ જોવા, રમવા, અથવા દૂરનાં દેવદર્શન કરવા જેવું હોય, તો પોતાની સાથે કોઇ વડીલ વૃદ્ધ સ્ત્રી લઇને જવું. ગરજી મુજબ ચાલનારી, અથવા ચાકરડી, આ કામને માટે લાયક ન સમજવી. મા, સાસુ કે કુટુંબની કોઇ બીજી સદ્ગુણી સ્ત્રી આવા કામને સારૂ યો-

ય સગાજવી. ન્હાવું, તેલ નાંખવું, માથું ધોવું, લૂગડાં પહેરવાં, લૂગડાં લત્તાં ધોવાં, વાસણકૂસણ ઘસવાં, આ સર્વ કામ એવે ઠેકાણે કરવાં કે ત્યાં નઠારા પુરૂષનો પ્રસંગ ન પડે. પતિની સાથે બેસીને જમવામાં દોષ નથી, તેમ નુકસાન પણ નથી, પણ એમ બુહોળાં કુટુંબવાળાંને બનવું અશક્ય છે; જ્યારે પોતાને રાંધવાનું હોય ત્યારે તો તમામને જમાડીને પછી પોતે જમવું. વડીલોને વિનય સહિત પગે લાગવું. દેર અને બીજાં બરોબરીઆં હોય તેને રીતસર આવકાર દેવો. પોતાથી નાનાં હોય તે જો પગે લાગે તો તેને આશિષ આપવી, ને હસતે મોઢે પ્રસન્નતા દેખાડવી. આજકાલ અંગ્રેજ લોકોનું જોઈને 'શેકહેન્ડ' કરવાનો ચાલ નીકળ્યો છે. સ્ત્રીઓએ 'શેકહેન્ડ' એટલે હાથ મેળવવાની રીત સ્ત્રી સાથેજ રાખવી. પુરૂષ સાથે કદી હાથ મેળવવો નહિ. હાથ, પગ, આંખ, નાક, કે મોઢેથી ખરાબ ચાળા બિલકુલ કરવા નહિ. પતિ સિવાય અન્ય પુરૂષના દેખતાં રમવું કે હસવું નહિ. જે જગાએ પર પુરૂષ આવવાનો સંભવ હોય ત્યાં ગફલતથી સુવું નહિ. કોઈ પણ રીતે પર પુરૂષનો સ્પર્શ ન થાય તેમ કરવું. તેમજ તેની પાસે ઉભાવું, બેસવું પણ નહિ. પર પુરૂષ પાસેથી કંઇ ચીજ લેવાની જરૂર પડે તો તેના હાથને ન અડતાં ધીમેથી લેવી. કોઇ પણ સગા અથવા મિત્ર સિવાય પર પુરૂષની સાથે એક ઘરમાં સાથે રહેવું નહિ. સ્ત્રીઓએ પ્રાતઃકાળ એટલે સૂર્યોદય થયા પહેલાં વહેલાં ઉઠવું; અને ઝાડે ઝપટે જઈ આવી, દાંતણ પાણીથી પરવારી ઘરનાં કામમાં વળગી જવું, અને ચાકર હોય તો તે પાસે ઘર કા-

મ કરાવવું; પોતાને છોકરાંછૈયાં હોય, તો તેની અથવા જે પોતા-
ના કુટુંબનાં માણસો હોય તેની સેવા ચાકરીમાં લાગી જવું. ઘરમાં
ચાકર હોવાને લીધે પોતાને શારીરિક મહેનત કરવી પડતી ન હોય
તો શરીર કસવા સારૂ ઘરનું કોઇ અમૂક કામ તો પોતેજ કરવું. પ-
છી પોતે નાહીધોઇ, સેંથો ચોટલો કરી, થોડીવાર ઈશ્વરપ્રાર્થના
કરવી, પછી રાંધવાને શરૂ કરવું. રસોઈઓ કે રાંધણ હોય, તો તે-
ને જે રાંધવું હોય તે કહી દેવું; ને પોતે નીતિ, ધર્મ આદિ સારાં પુ-
સ્તકો વાંચવામાં અથવા છોકરાંને શીખવવામાં ગુંથાવું; વચ્ચે વચ્ચે
રસોઇઆ કે રાંધણની ખબર લેતાં રહેવું; ને રસોઇ સારી થાય તે-
મ કરવું. કુટુંબનાં તમામ માણસો અને પોતે જમ્યા પછી સ્ત્રીઓએ
લખવું, વાંચવું, શીવવું, ભરત, ચિત્ર અથવા ઘરનાં તેવાંજ બીજાં
કોઇ જરૂરનાં કામ હોય તે કરવાં. સંધ્યા સમયે ઘરને ફરી વાળી-
ઝાડી, વસ્ત્રાભરણ અને રાંધવાના સામાન તરફ નજર કરવી. રાત્રે
વાળુ કર્યા પછી નીતિનાં ગીત ગાઈ, મન રાજી કરવું. પછી ઇશ્વરની
પ્રાર્થના કરી નિરાંતે ઊંઘવું, એ પ્રમાણે દરરોજ નિયમિત કામ કર્યા જવું,
એટલે શારીર સંયમન સાધ્ય થશે. આ નિયમ પાળવા પહેલવહે-
લાં તો કઠણ લાગશે ખરા, પણ અભ્યાસે થોડા દિવસની અંદર
એવી ટેવ પડશે કે તેથી બિલકુલ ત્રાસ નહિ લાગતાં ઉલટું સુ-
ખ થશે.

જે સ્ત્રીઓ ઉપર વર્ણવેલા ત્રણ પ્રકારના સંયમન પાળે છે
તે સર્વ પતિસેવામાં સહેજ કુશળ થાયછે. સારાંશ કે પતિસેવા-
નાં મુખ્ય લક્ષણ સર્વદા ધ્યાનમાં રાખવાં. તે એ કેઃ— ખાવાપી-

થામાં, ફરવા ફરવાંગાં, સુખ દુઃખગાં, જ્ઞાનના, ધર્મના કે બીજા કોઇ પણ આનદમાં; અને બીજી કોઇ પણ વાતમાં પતિને મૂકી એકલાં પ્રવૃત્ત થવું નહિ. પતિની આજ્ઞા ઉપરાંત કોઇ પણ કામ કરવું નહિ. પતિ રોગ, દુઃખ, કે સંકટમાં પીડાતો હોય તો પોતાથી બને તેટલી મહેનત કરી તેનું મન શાંત પાડવું. જે સાધ્વી સ્ત્રી આ પ્રમાણે ધર્માચરણ પાળે છે. તે પોતાના પતિ સાથે આ લોકમાં-જ સ્વર્ગનું સુખ ભોગવે છે, અને માન તથા કીર્ત્તિ મેળવે છે. એવી સ્ત્રીને અને તેના કુળને પણ ધન્ય છે. એવી દાખલા રૂપ સ્ત્રીથી તેના છોકરાંછૈયાં અને આખું કુટુંબ ધાર્મિક અને સુખી થાયછે.



## પ્રકરણ ૨ જું.

### મહાભારત.

સા ભાર્યા યા ગૃહે દક્ષા, સા ભાર્યા યા પ્રજાવતી ।
સા ભાર્યા યા પતિપ્રાણા, સા ભાર્યા યા પતિવ્રતા ॥

આદિપર્વ—અ. ૩૪—શ્લો. ૩૦૨૭

અર્થ:—જે ઘરના કામકાજમાં ચતુર ને ચાલાક, બચ્ચાં છોકરાવાળી, પતિ એજ પ્રાણ એવું સમજનારી, અને જે પતિવ્રતા, એનેજ ભાર્યા એટલે સ્ત્રી જાણવી.

વ્યાખ્યાનઃ—સર્વ દુઃખનું મૂળ આળસ છે, માટે જે સ્ત્રી આળસને વંશ થઇને ઘરનું કામ બરાબર કરતી નથી, અથવા વગર જરૂરનાં કામમાં પોતાનો વખત ગુમાવે છે, તેના શરીરમાં

પણુાક પ્રકારના વિકાર થયા કરે છે. જે સ્ત્રી આળસને લીધે વિદ્યા, જ્ઞાન ને બુધ્ધિ સુધારવાને મહેનત કરતી નથી, અને જે ધર્માચરણ પાળતી નથી, તેને માનસીક સુખશાંતિ કયાંથી ? આળસ છોડીને ઘરનાં સર્વ કામમાં વિદ્યા ને હુન્નર શીખવામાં પરિશ્રમ કરવો. વિદ્યાથી ઘરકામમાં હુશીઆરી આવે છે. કેળવણી વગર ઘરકામમાં હુશીઆર થવું મુશ્કેલ પડે છે. તેમજ જે સ્ત્રી વિદ્યા મેળવી તેનો ઉપયોગ ઘરકામમાં કરે નહિ, તો તેની વિદ્યા નકામી સમજવી. જે સ્ત્રી ભણીગણીને ઘરના કામકાજમાં હુશીઆર થાય છે, તેજ ખરે-ખરી ભાર્યા એટલે સ્ત્રી સમજવી. શારીરિક સંયમન અને શારી રિકનિયમ પાળવાથી સંતાન નિરોગી અને મજબૂત થાય છે. પ્રકૃ-તિને માફક નિયમસર જમવું, શરીરને કસરત આપવી, સ્વચ્છ હવા લેવી, મનોવિકારને જીતી નીતિથી ચાલવું, આ બધા શારીરિક નિયમ પાળવાથી શરીરસંપત્તિ મળે છે ને સંતાન તનદુરસ્ત નીપજે છે. જે સ્ત્રી સારાં ને મજબૂત બાળકોને જન્મ આપે છે, તેજ ખરી સ્ત્રી સમજવી. જે સ્ત્રી બાળબચ્ચાંને બરાબર ઉછેરી તેમનું લાલન-પાલન કાળજીથી કરે છે, તેમને ભણાવી ગણાવી સુધારે છે, તેજ ખરી સ્ત્રી સમજવી. જેનું સર્વ સુખ પતિના સુખમાંજ રહેલું છે, જે પતિ સિવાય બીજા કોઈ ઉપર પ્રેમ રાખતી નથી, અને જેમ જીવ એજ પ્રાણ છે, તેમ જેને પતિ એજ પ્રાણ છે, એટલુંજ નહિ, પણ જેને પતિ પ્રાણ કરતાં પણ વહાલો છે તેજ "પતિપ્રાણા" કહેવાય છે. જે પતિપ્રાણા છે, તેજ ખરી ભાર્યા સમજવી, પતિ સેવા એજ જેને વ્રત એટલે કર્ત-

અકર્મ છે, પતિને સુખ કેમ થાય, શું કરવાથી પતિનું મન રાજી રહે, આજ વિચાર જેના મનમાં થયા કરેછે, અને પતિના સુખને માટે અંતઃકરણ પૂર્વક જે હમેશા કાળજી રાખેછે, જે પતિનો પ્રેમ વધારવાને ઉપાય કર્યા કરેછે, પતિ ગુસ્સે થાય કે તેની અવકૃપા થાય, તોપણ ખેદ ન કરતાં, તેનું મન કેમ રાજી થાય તેજ શોધેછે, પતિની રીતભાત ગમે તેટલી દોષવાળી હોય, તોપણ પોતાના મનમાં બિલકુલ હલકા વિચાર ઉત્પન્ન થવા દેતી નથી, અને જેણે કરીને પતિના સર્વ દોષ નાશ પામી પોતાનું હિત થાય, તેવાજ સુવિચાર અને નમ્રતા રાખી, હમેશા તેની સેવામાં હાજર રહેછે, અને જે પતિના સુખને માટે પોતે સર્વ દુઃખ ખમવાને તત્પર રહેછે, તેનેજ ખરી પતિવ્રતા કહેવી. કેટલીક સ્ત્રીઓને એમ લાગે છે કે પતિને સારૂ અમે શામાટે દુઃખ ખમીએ? એથી શો લાભ છે? તે સ્ત્રીઓએ નક્કી સમજવું કે પતિ સિવાય તેમની સદ્ગતિજ નથી. સ્ત્રીઓના આલોક અને પરલોકના સુખનો આધાર પતિ ઉપરજ છે. પરલોકના સુખ માટે પૂર્વે ઘણા લોકોને દીર્ઘકાળ તપ કરવું પડયુંછે. પતિને માટે જે પોતાનો જીવ પણ વહાલો ગણતી નથી તેજ મહા તપસ્વિની જાણવી. આ સ્ત્રીના તપનું ફળ એટલું બધું થાય છે કે તેની ગણના સુદ્ધાં થતી નથી! કોઈને, આખી પૃથ્વીનું રાજ્ય મળવાથી જેટલો લાભ થાય, તેનાથી સોગણો લાભ જે સતી સ્ત્રી પોતાની આખી ઉમ્મર પતિસેવામાં ગુજારેછે તેને થાયછે. જે મહા સતી છે, તે પતિસેવાના ફાયદા તરફ બિલકુલ ધ્યાન આપ્યા વગરજ તે કર્યા કરેછે.

મતલબ કે સર્વ બાબ તે સેવામાંજ સમજેછે. ઘણાંના સાંભળવામાં આવ્યું હશે કે ઘણીક સ્ત્રીઓ ઘરબારનું તમામ સુખ છોડી, પરદેશમાં દુઃખી થયેલા પોતાના પતિને છોડવવા પછવાડે ગએલીછે, ને ગહા ભહા વેદના વેઠી મુક્ત પણ કરેલ છે. તેમના સ્તુત્ય કામની હિમ્મત અને ધીરજ જોઈને ડાહ્યા તથા બહાદુર પુરૂષોએ પણ તેમને પૂજ્ય માનેલ છે. લંકાના રાજા રાવણે ત્રિભુવનને જીત્યું! અગ્નિ, વાયુ, વરસાદ, વગેરેને પોતાના હુકમ પ્રમાણે વર્તનારાં કર્યાં!! પણ એકલી સતી સિતાજીને જીતી શક્યો નહિ!!! અહા! સતીનું સામર્થ્ય કેટલું?

દમયંતી કેટલા સંકટમાં પડી હતી? નળરાજાએ અર્ધા વસ્ત્ર ઉપર અઘોર વનમાં છોડી, તોપણ પોતાનો જરા પણ પ્યાર પતિ ઉપર ઓછો કર્યો નહિ. ઘણી મહેનત અને ચતુરાઇથી. બધાં સંકટોમાંથી નીકળી, પોતાના પતિની સેવા કરવાને ભાગ્યવંતી થઇ. સતી સાવિત્રીએ મરણ પામેલા પતિનો પણ ત્યાગ કર્યો નહોતો, ને છેવટે તેની દૃઢ પતિભક્તિથી પતિ પણ જીવતો થયો!!! સતીઓના સત્ય પાસે મોટા મોટા ઋષિ મુનિઓએ હાથ જોડેલા છે, ઘણી સ્ત્રીઓએ કેવળ પતિવ્રત ધર્મ પાળી, પોતાની શક્તિ એટલી બધી વધારી હતી કે તેની કલ્પના પણ થઇ શકતી નથી. માટે જે સ્ત્રી પતિવ્રતા છે, તેજ ખરી ભાર્યા છે.

એતદ્ધિ પરમં નાર્યાઃ કાર્યં લોકે સનાતનં ।
પ્રાણાનપિ પરિત્યજ્ય યદ્ભર્તૃહિતમાચરેત્ ॥
આદિપર્વ. ૧૫૮—૬૧૪૬

અર્થ—આ લોકમાં સ્ત્રીઓનો સનાતન પરમધર્મ એજ છે કે તેમણે પ્રાણ ત્યાગ કરીને પણ પતિનું હિત કરવું.

વ્યાખ્યાનઃ—આ સંસારસાગરમાં કોઈ પણ ચીરકાળ અથવા સદૈવ રહેવાનું નથી. હાં હાં કરતાં દિવસ પછી દિવસ, મહિના પછી મહિનો, અને વરસ પછી વરસ વહી જાય છે. કેટલાક દિવસ પહેલાં આપણે કેવળ બાળક હતા, હાલ જુવાન છીએ, ને થોડા કાળ પછી બુઢ્ઢાં થઈશું કે મરી જઈશું એની કોને ખબર છે ? કદાપિ કાલજ કોઇ મહા રોગના સપાટામાં સપડાઇને પ્રાણ ત્યાગ નહિ થાય, એ શા ઉપરથી આપણે જાણીએ ? અથવા હમણા જયાં બેઠા છીએ ત્યાં, રામ નહિ રમી જાય, એ શા ઉપરથી જાણીએ ? આ મુજબ આપણું જીવતર ક્ષણભંગુર છે, અને સંસારનું કોઇ પણ સુખ સ્થિર નથી; કાલે જે આપણે ઉત્તમ સુખ ભોગવતા, તે બધું આજે કયાં ગયું ? સ્વપ્ન પ્રમાણે સઘળું ભાસે છે. હાલ આપણે જે સુખ ભોગવીએ છીએ, તે પણ આ પ્રમાણેજ જતું રહેશે, પરંતુ ધર્મ અધર્મ સદા સર્વદા આપણી સાથે આવશે. તે કદી જતું રહેશે નહિ. આજ સુધી આપણે જે કંઈ ધર્મ કર્યું છે, તેનું ફળ આપણી પાસેજ રહેલું છે; અને આગળ જે કોઇ ધર્મસાધન કરશું, તેનું ફળ આપણા આત્મા ભેગુંજ રહેશે. શરીર છોડયાપછી અહિંની સર્વ વસ્તુ અહિંજ રહેશે. તેમાંની એક પણ આપણી સાથે આવશે નહિ; માત્ર ધર્મ એકલોજ આપણી સાથે આવશે, અને તેજ પરલોકમાં આપણને અક્ષય સુખ દેશે. એ સુખ કદી જતું રહે-

તું નથી, અગ્ગ્રા તેનો કદી નાશ નથી. પણ તે સુખ દિવસે દિવસે વધતું જાય છે, અને તે ચીરકાલ રહેછે. માટે જે સ્ત્રીઓ બુદ્ધિશાળી છે, તેમણે સંસારના ક્ષણિક સુખ તરફ લક્ષ ન રાખતાં, અક્ષય સુખ મેળવવાને ધર્માચરણ ઉપર ધ્યાન રાખવું. પહેલાં કહેલું છે કે સ્ત્રીને પતિસેવા જેવો બીજો કોઇ ધર્મ નથી, પણ આ ધર્મની સર્વથી ઉંચી હદ કઇ? એનો સર્વથી ઉંચો ધર્મ કયો? તેનો જવાબ એ કે, પતિના હિતને સારૂ જરૂર પડે તો પ્રાણ સુદ્ધાં પણ દેવો અથવા મોત થાય ત્યાં સૂધી પતિનું હિત કર્યાજ જવું એજ સર્વથી શ્રેષ્ટ છે. જે સ્ત્રી પોતાના મોતલગી પતિનું હિત કરવાનું વ્રત ધારણ કરેછે, તેનોજ પતિવ્રત ધર્મ પૂર્ણ થાયછે; અને તેજ અનંત કાળ સૂધી સ્વર્ગનું સુખ ભોગવે છે.

હૃષ્ટેભવતિ સા હૃષ્ટા, દુઃખિતે મયિ દુઃખિતા ।
પ્રોષિતે દીનવદના, ક્રુદ્ધેચ પ્રિયવાદિની ॥

આદિપર્વ:—૧૪૪—૫૫૦૧

અર્થ:—( પતિ કહેછે ) હું રાજી થાઉં છું, ત્યારે તે રાજી થાય છે. હુ દુઃખી થાઉં છું, ત્યારે તે દુઃખી થાય છે. હું પ્રવાસમાં હોઉં છું, ત્યારે તેનું મુખ ઝાંખું થઇ જાય છે, અને હું જ્યારે ક્રોધમાં હોઉં છું, ત્યારે તે મીઠું મીઠું બોલે છે.

વ્યાખ્યાન—પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણ કયાં, અમુક સ્ત્રી પતિવ્રતા છે, એ શા ઉપરથી જાણવી, તો જે સ્ત્રી પતિના સુખમાં

સુખ ને દુઃખમાં દુઃખ માનેતે, પતિ પાસે હોય તોજ જે આનંદ માનેછે, પતિ દૂર હોય તો જે દુઃખ માનેછે, પતિના વિયોગમાં જે ઝાંખી થઇ જાયછે, જેને અંતઃકરણ પૂર્વક પતિ વહાલો લાગેછે, પતિ સેવા એ મારી ફરજ છે, એમ સમજી તેમાં તત્પર રહેછે, તેજ સ્ત્રીને પતિવ્રતા કહેવી. આ એક સ્વભાવિક નિયમ છે કે, જેના ઉપર આપણી ઘણી પ્રીતિ હોયછે, તેને સુખ હોય તો આપણને પણ સુખ લાગેછે, અને તેને દુઃખ હોય, તો આપણને પણ દુઃખ લાગેછે. પુત્ર માંદો હોય ત્યારે માતાને દુઃખ હોય, અને જ્યારે તે નિરોગી બને ત્યારે તે રાજી થાયછે. સતી સ્ત્રી, પતિ ક્રોધે ભરાય તો તેથી પોતે ક્રોધાયમાન ન થતાં શાંત રહી તેનો ગુસ્સો સમાય તેવી યોજના કરેછે. આ ક્રોધ ઉતારવાનો સારામાં સારો ઉપાય એછેકે જ્યારે પતિ ગુસ્સે થાય ત્યારે પોતે સામું કંઇ ન બોલવું, પણ ચૂપ રહેવું. થોડીવારે મીઠું મીઠું બોલી, તેના મનને શાંત કરવું. પતિને ખીજ ચડે, તે સાથે પોતે પણ ચડાવે તો તેથી ક્લેશ ઉત્પન્ન થાયછે. એથી દમ્પતિમાં પ્રીતિ ઓછી થાયછે. માટે જે સ્ત્રી પોતાના સ્વામીને ઘણી વહાલીછે, તે ધણીને ગુસ્સો કે કજીઓ કરવાને સમય આપતી નથી. સારાંશ, જેથી પતિનું મન પોતાના ઉપર હમેશાં રાજી રહે અને જે ઉપાયે તેનું મન શાંત રહે, તેજ કરવાને પતિવ્રતા યત્ન કર્યાં કરેછે. જેથી ક્રોધ ઉત્પન્ન થાય તેવો વખતજ આવવા દેતી નથી, ને કદી પ્રસંગોપાત થાય તો તે નમ્રતા અને મધુર ભાષણ આગળ કેટલીવાર ટકે? બીજા ઉપર પ્રીતિ રાખવી, એ એક મા-

પુરુષનો સ્વભાવિક ગુણ છે, પણ એ કંઇ એવી ચીજ નથી કે બળાત્કારે કિંવા મરાણે પોતાની મરજી મૂજબ બીજા પાસે કરાવી શકાય। એ ખરૂં છે, તો આ પણ ખરૂંછે કે તે પ્રીતિ કૃતિથી પેદા થઇ શકેછે, અને વધી પણ શકેછે. જે સ્ત્રી પોતાના પતિની પ્રીતિ મેળવવાને ઇચ્છતી હોય, તેણે તેના સ્વભાવને ગુણ તરફ ધ્યાન આપી વર્તવું. પોતાના ધણી કરતાં કદી કોઈ હજાર દરજ્જે સરસ હોય તોપણ તેના તરફ નજર ન કરવી. ધણીમાં કોઈ મોટો દોષ હોય, તો પ્રેમ-પૂર્વક સુધારવાની યુક્તિ કરવી. આ પ્રમાણે જો મન કબજે થયું, એટલે માત્ર પોતાના પતિ ઉપરજ પ્રીતિ અને ભક્તિ રહેશે, અને પતિ પણ પોતાની સ્ત્રી નમ્ર, સુશીલ, ને પોતાની સેવામાં આતુરછે, એવું જોશે તો તેના પર પ્રીતિ કર્યા વગર રેહશેજ નહિ; સ્વામી વશ કરવાને એજ મહા મંત્ર છે કે, "પતિવ્રતા ધર્મ પાળવો." પતિવ્રતા સ્ત્રીનું બીજું લક્ષણ એ છે કે તે કદી પોતાના પતિ ઉપર કોપતી નથી. જુઓ, રામચંદ્રજીએ સતી સિતાને અરણ્યમાં રઝળતાં મૂક્યાં, તોપણ તે સતી લેશ માત્ર રામચંદ્રજી ઉપર ગુસ્સે ન થયાં. નળરાજાએ પોતાની સ્ત્રી દમયંતીને મહા ભયંકર વનમાં નિરાશ્રિત અને નિરૂપાય હાલતમાં રખડતી રાખી, તોપણ તેણી તેના ઉપર કિંચિત્ પણ ગુસ્સે ન થઈ. ખરેખર એજ પતિવ્રતની ચરિસીમા.

પતિવ્રતા પતિગતિઃ પતિપ્રિય હિતે રતા ।
યસ્ય સ્યાત્તાદૃશી ભાર્યા ધન્યઃ સ પુરૂષો ભુવિ ।।

શાન્તિપર્વ.—૧૪૪.—૫૫૦૨

**અર્થઃ**—જે સ્ત્રી પતિવ્રતા છે, અને જે પોતાની સદ્‌ગતિનો સર્વ આધાર પતિનેજ સમજે છે, વળી પતિને પ્રિય અને હિતકારક કામમાં સર્વદા તત્પર રહે છે, તેવી સ્ત્રી જે પુરૂષને મળી હોય તે પુરૂષનેજ આ પૃથ્વીપર ભાગ્યશાળી સમજવો.

**વ્યાખ્યાનઃ**—પતિવ્રતા સ્ત્રી લાભની તૃષ્ણાથી કે તુચ્છ ઈચ્છાથી પતિસેવા કરતી નથી. તેનો સ્વભાવ એવો નથી હોતો કે કે જ્યાં સુધી પોતાનો પતિ પાલણપોષણ કરવાને સમર્થ હોય, જ્યાં સુધી તે જુવાન ને સ્વરૂપવાન હોય, ને જ્યાં સુધી તેને સુખ દેવાને તે શક્તિવાન હોય, ત્યાં સુધીજ તેની સેવા ચાકરી કરવી. ગમે તો દરિદ્રી હોય, કંગાલ હોય, રોગી કિંવા બળહીન હોય, તોપણ તેનો તિરસ્કાર ન કરતાં, ગમે તેવી ખરાબ હાલતમાં છતાં તેની એકનિષ્ઠાથીજ સેવા ચાકરી કરશેજ. અને તેના ઉપરજ બધું હેત રાખશે; કેમકે તે સારી પેઠે જાણે છે કે મારી સદ્‌ગતિનો સર્વ આધાર માત્ર આ મારા એકલા પતિ ઉપરજ છે. પતિને જે કામ ગમતું હોય તેમાં અને તેનું હિત થાય, એવા કામમાંજ તે મગ્ન થઇ જાય છે. આવાં કામ તે એટલી ચતુરાઇથી કરેછે કે તેથી તેમને બિલકુલ કંટાળો આવતો નથી; તે સમજે છે કે કંટાળાથી કરેલું કામ સારૂં થયું હોય, તોપણ તે સારૂં લાગતું નથી. બીજું પોતાના પતિની પ્રીતિ સંપાદન કરવાના હેતુથી પતિના અહિતનું કામ બિલકુલ કરતી નથી; કેમકે એ થી માત્ર ભુંડી પ્રશંસાજ થાય છે. કેટલીક સ્ત્રી પતિસેવા કરેછે ખરી, પણ નિર્માલ્ય મોઢું કરતી જાય છે, બડબડતી જાય છે; અને

કેટલીક ખરૂં કે ખોટું, પતિને લાભ થાય કે હાની, તેની દરકાર ન રાખતાં, માત્ર પોતામોં પતિ ખુશી થાય એટલે ઘણું થયું, એમ સમજી પછી તે ગમે તેવું હોય; પતિ દારૂ પીતો હોય, ખરાબ વર્તણુકથી ચાલતો હોય, બીજું કુકર્મ કરતો હોય, તો કહેશે કે ભલે ને કરતો એ પંડે ભોગવશે; એમાં આપણે શું ? આવો વિચાર કરી પોતાના પતિની ખરાબ ટેવને માટે પોતાની નાખુશી ન બતાવતાં ઉલટી એવા નીચ કામમાં મદદ સુદ્ધાં આપે, તે પતિવ્રતા ન કહેવાય; તે તો કેવળ સ્વાર્થીજ જાણવી. જે સ્ત્રી હરેક પ્રકારે પતિના લાભ વગર બીજો લાભ સમજતી નથી, ને પોતાના ધણીને આનંદમાં રાખે છે, તેનેજ ખરી પતિવ્રતા કહેવી. પતિવ્રતા સ્ત્રી ખોટાનો અને કપટનો તિરસ્કાર કરે છે. તે સત્ય બોલનારી, સરલ અને બુદ્ધિશાળી હોય છે. ખોટાપણું સર્વ પાપનું મૂળ છે. જે સ્ત્રી ધાર્મિક અને કર્તવ્ય પરાયણ છે, તે અસત્ય ભાષણ અને અસત્ય વ્યવહાર કદી પણ કરતી નથી. કેમકે સત્યનેજ આધારે ધર્મ છે, ને અસત્યથી ધર્મનો નાશ છે. વેળુનું ઘર કે વેળુનો કોટ જેમ ટકી શકતાં નથી; તેમજ અસત્ય ઘણીવાર ટકી શકતું નથી. વળી અસત્ય ને ખોટો વ્યવહાર ઇશ્વરને પ્રિય નથી. જેના ઉપર ઈશ્વર નારાજ થાય છે, તેનું કદી કલ્યાણ થતું નથી. પતિવ્રતા સ્ત્રી જેવો પતિ ઉપર પ્રેમ રાખે છે; તેવીજ ઇશ્વર પર ભક્તિ રાખે છે. ઇશ્વર પરમ પૂજ્ય પિતા છે, તેમાં ભક્તિ ભાવ રાખવાથી પતિના પ્રેમમાં વિઘ્ન આવતું નથી, એવું તે સારી રીતે જાણે છે. ઈશ્વરના ભક્તોનો જે પ્રેમ છે તે દૃઢ, સ્થાયી અને અ-

ચળ છે. ધર્મ એ એક પવિત્ર બંધન છે. ધર્મ સિવાય પ્રેમ દૃઢ થતો નથી, માટે જે પુરૂષની સ્ત્રી પતિપ્રાણા તથા ધાર્મિક છે, તેજ પુરૂષનું જીવન સફલ સમજવું.

નાસ્તિ ભાર્યા સમોબન્ધુ ર્નાસ્તિ ભાર્યા સમા ગતિઃ ।
નાસ્તિ ભાર્યા સમો લોકે સ ત્વાર્થ્યો ધર્મ સંગ્રહે ॥

શાન્તિપર્વઃ—૧૪૪—૫૫૦૮

અર્થ—સ્ત્રીના જેવો બીજો કોઇ મિત્ર નથી, સ્ત્રી સિવાય સદ્ગતિ નથી, આં લોકમાં ધર્મ સાધન કરવાને સ્ત્રી જેવો બીજો કોઇ સાહ્યકારી પણ મળવાનો નથી.

વ્યાખ્યાનઃ-જેવાં પતિપત્ની એક બીજાને ઉપયોગી થઇ પડે છે, તેવું બીજું કોઇ સહાયકારી કે ઉપયોગી થઇ શકશે નહિ. તેઓ હમેશા એક બીજાની પાસે રહી શકે છે, સર્વ પ્રસંગે તે બંને એક બીજાના સુખ દુઃખનાં ભાગીઆં થઇ શકે છે, તે એક બીજાની ઇચ્છાને મનકામના પૂર્ણ કરી શકે છે, માટે સ્ત્રી જેવો બીજો કોઇ મિત્ર મળવાનો નથી, અને તેજ કારણથી સ્ત્રી અર્ધાંગના કહેવાયછે. જો કોઇ પુરૂષ પોતાની અર્ધાંગના કરતાં બીજા કોઇ પુરૂષ અથવા સ્ત્રી સાથે ઘણી મિત્રાઇ કરી જોશે, તો તેમાં અંતે નિરાશ થશે. તેમજ જો કોઇ સ્ત્રી પોતાના પ્રાણવલ્લભ કરતાં, બીજા કોઇ પુરૂષ અથવા સ્ત્રી સાથે વધારે સખીપણું કરી જોશે, તો તે પણ તેમાં નિરાશજ થશે. પતિ પત્ની વચ્ચે જે મિત્રાચારી છે, તેની બરોબર કરી શકે, એવી મિત્રતા બીજા કોઇ સાથે થવાનીજ નથી. આ મિત્રાચારી હમેશાની ને સર્વ પ્રસંગે કામની થઇ પડે એવી છે. આવી મિત્રાઇ માત્ર એક-

સ્ત્રી ધર્મપત્ની સિવાય બીજા કોઈમાં હોય ખરી ? પત્નીના નિર્મળ પ્રેમ કરતાં આ જગત્‌માં બીજી કઈ વહાલી વસ્તુ છે ? જેમ પત્નીની શ્રેષ્ઠગતિનો આધાર પતિજ છે, તેમજ પતિની પરમ ગતિનો આધારૂ પત્ની ઉપરજ છે. સ્ત્રી સંસાર સુખમાંજ સહાયકારી છે, એટલુંજ નહિ, પણ તે ધર્મના કામમાં પણ સહાયકારી છે. કઈંગ મુનિએ કહેલું છે કે, "ધર્મ યુધ્ધમાં ભાર્યા કિલ્લા સરખી છે." એટલે તેનો આશ્રય કરવાથી પુરૂષ કામ, ક્રોધ લોભ, મદ, મત્સર, ઇત્યાદિ શત્રુઓ અનાયાસે જીતી શકે છે. સારાંશ જેને ભાર્યા નથી, તે કામાદિ શત્રુથી જલદી પરાભવ પામે છે. તેજ પ્રમાણે સ્ત્રીઓને પતિ એજ ધર્મ સાધનનો ઉપાય છે. તેના આશ્રયથી કામાદિ વેરીઓ ખરાબ માર્ગે લઈ જઈ શકતા નથી; અને પતિની સેવા કરવાથી ઇશ્વરની સેવા પણ થતી જાય છે, પતિને પ્રિય હિતકારક તથા રૂચીકર કામમાં ચતુરાઇ વાપરવી, એ સ્ત્રીનો પરમધર્મ છે, માટે સ્ત્રીઓને પતિ એજ ધર્મ સાધનમાં મુખ્ય સહાયકારી છે.

પતિવ્રતા પતિપ્રાણા, સા નારી ધર્મ ભાગિની ।
શુશ્રૂષાં પરિચર્યાંચ, કરોત્ય વિમનાઃ સદા ॥

અનુશાસનંપર્વઃ—૧૪૬—૫૭૮૯

અર્થઃ—જે સ્ત્રી પતિવ્રતા ને પતિપ્રાણા છે, અને જે હમેશા બહુ આનંદથી પતિની સેવા ચાકરી કરેછે, તેજ ધર્મભાગિની થઇ શકે છે.

વ્યાખ્યાનઃ—પતિવ્રતા સ્ત્રીનું બીજું એક લક્ષણ એ છે કે,

પતિની શારીરિક સેવા અને એવાં બીજાં અગત્યનાં કામ પોતાને હાથે કરે છે. આ બધાં કામ ચાકર ઉપર રાખી પોતે કદી નિ઼રાતે બેસતી નથી. એ સેવા કરવામાં તેને કંઇ પણ દુઃખ લાગતું નથી, પણ તે બધાં કામ ઘણી ઉલટથી કરે છે; તે એક દિવસ નહિ પણ હમેશજ કરે છે, ને જે આ પ્રમાણે કરે છે, તેને પતિના ધર્મનુ અર્ધ ફળ મળે છે.

**શુશ્રૂષાં પરિચર્યાં ચ, દેવતુલ્યાં પ્રકુર્વતી ।**
**વશ્યભાવેન સુમનાઃ, સુવ્રતા સુખ દર્શના ॥**

**અનુશાસન પર્વઃ—૧૪૬—૬૭૮૪**

**અર્થ**—જે પતિને દેવ પ્રમાણે સમજી તેના સ્વાધીનમાં રહી, પ્રસન્ન મનથી સારા વ્રત પાળી પતિની સેવા ચાકરી કરે છે, તે સુખદર્શના (એટલે જેને જોતાં પતિના મનને આનંદ ઉપજે તેવી) થઇ પડે છે.

**વ્યાખ્યાનઃ**—ઘણી સ્ત્રીઓ પતિસેવા કરે છે ખરી, પણ તે તેની પોતાનીજ મરજી પ્રમાણે, પતિના મનમાં આવો કિંવા ન આવો, તેની કંઇ વધારે કાળજી રાખતી નથી; પણ જે ખરી પતિવ્રતા સ્ત્રી છે, તે પતિની આજ્ઞામાં રહી તેની સેવા અંતઃકરણથી કરે છે, આવી સેવા ચાકરીથી તેને જરા પણ કંટાળો આવતો નથી, પણ તેથી ઉલટો હમેશા આનંદજ થાય છે. કેમકે પતિની સેવા ચાકરીને પોતાનુ પરમ વ્રત માને છે; અને આવા ગુણવાળી સ્ત્રીઓજ સુખદર્શના અથવા પ્રિયદર્શના થઇ શકે છે. તેમની ન઼

ત્રતા, મધુર ને શાંત ધર્મ પરાયણતા જોઈને સર્વ લોકના મનમાં તેના વિષે પરમ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે, ને સાક્ષાત્ દેવી અ-થવા મહાલક્ષ્મી સમજી લોકો તેને માન આપે છે.

ભર્તૃપૂજ્યા વરારોહા સા ભવેદ્ધર્મચારિણી ।
દરિદ્રં વ્યાધિતં દીનમધ્વનાપરિકર્ષિતમ્ ॥
અનુશાસનપર્વ:—૧૬૪—૫૭૮૭

**અર્થ:**—પતિના માનને પામેલી સુંદર પતિવ્રતા સ્ત્રી, દરિદ્રી, રોગી, ગરીબ, દુ:ખી, લૂલાં, પાંગળાં આદિ ઉપર દયા કરે છે, તેજ ધર્માચાર પાળે છે એવું સમજવું.

**વ્યાખ્યાન:**—સતી સ્ત્રી પતી સેવા કરતાં, બીજાં કર્તવ્ય વિ-સરી જતી નથી. પતિની સેવાથી પતિના માનને યોગ્ય થાય છે; છ-તાં તે દુ:ખી ને દરિદ્રી તરફ દયા ભાવથી જુએછે ને તેના પર દયા પણ કરે છે. હું પતિવ્રતા છું, એમ સમજી ગર્વથી ફૂલાતી નથી. સર્વ લો-કો સાથે પોતાની જે જે ફરજો છે, તે તે પ્રમાણે ચાલી જાય છે; અને સર્વ ઉપર, તેમાં ગરીબ ગુરબાં વગેરે ઉપર વિશેષ ઉપકાર ક-ર્યે જાય છે.

શ્વશ્રૂશ્વશુરયો: પાદૌ તોષયન્તી ગુણાન્વિતા ।
માતૃપિતૃ પરા નિત્યં યા નારી સા તપોધના ॥
અનુશાસનપર્વ:—૧૪૬—૬૭૬૫

**અર્થ**—જે સ્ત્રી સર્વ ગુણ સંપન્ન હોઈ સાસુ સસરાની સેવા

કરેછે. અને માબાપપર ભક્તિ રાખેછે, તેજ કેવળ તપસ્વિની છે.

વ્યાખ્યાનઃ—સતી અથવા પતિવ્રતા સ્ત્રી જે પ્રમાણે ગરીબ ગુરબાંપર દયા કરેછે, તે પ્રમાણે વડીલ માણસોપર પણ ભક્તિ રાખેછે. વળી જે સ્ત્રી માનપૂર્વક સાસુ સસરાની સેવા કરેછે, માબાપપર પણ ભક્તિભાવ રાખેછે, ને તેમને પ્રસંગ પડે દુઃખમાં મદદ પણ કરેછે, તેનેજ તપસ્વિની જાણવી.

સુ પ્રીતા ચ વિનીતા ચ સા નારી ધર્મભાગિની ।
બિભર્ત્યન્ન પ્રદાનેન કુટુમ્બં ચૈવ નિત્યદા ॥

અનુશાસન પર્વઃ—૧૪૬—૬૭૯૦

અર્થઃ—જે સ્ત્રી અતિ પ્રેમી, તેજ પ્રમાણે નમ્ર અને દરરોજ કુટુંબને રાંધી પીરસી જમાડી પાલણપોષણ કરનારી છે, તે ધર્મ ભાગિની થાયછે.

વ્યાખ્યાનઃ-પતિસેવા, વડીલ માણસો ઉપર ભક્તિભાવ, અને ગરીબગુરબાં ઉપર દયા કરીનેજ પતિવ્રતા સ્ત્રી અટકતી નથી પણ કુટુંબનાં માણસોને સર્વ પ્રકારે પાળે પોષેછે, સર્વેપર માયા રાખેછે, કોઇની સાથે કજીઆ કંકાસ કરતી નથી, કોઇનો ખાર કરતી નથી, અને બીજાનું સુખ અથવા મોટાઇ જોઇ તેની અદેખાઈ કરતી નથી, આ સર્વ ગુણ તેનામાં છતાં, કંઈ પણ અહંકાર દાખવતી નથી ને સદા ગરીબાઇ અને નમ્રતા રાખેછે. જે સ્ત્રી આવીછે તેજ પતિએ કરેલા ધર્મના ફળનો ભાગ લઇ શકેછે.

**પુણ્યમત્તતપશ્ચૈવ સ્વર્ગશ્ચૈવ સનાતનઃ ।**
**યા નારી ભર્તૃપરમા ભવેદ્‌ભર્તૃવૃતા સતી ॥**
**અનુશાસનપર્વઃ—૧૪૬—૬૭૬૮**

**અર્થઃ**—જે સ્ત્રી સતી, પતિવ્રતા અને પતિ પરાયણા છે, તે તેથી અતા પુણ્ય, અને અક્ષય સ્વર્ગનો લાભ મેળવે છે.

**વ્યાખ્યાનઃ**—ઉપર કહ્યા પ્રમાણે જે સ્ત્રી પતિ સેવા કરેછે, ને કેવળ પતિપરજ મન રાખે છે, અને સત્ય ધર્મ પાળે છે, તેનેજ સર્વે પુણ્ય થાય છે. એજ તેનું જપ તપ છે. તેને જુદાં તીર્થ, ઉપવાસ, વ્રત, પૂજા આદિ બહારનાં દાંભિક કર્મની શી ગરજ છે ? કેમકે પતિ-સેવાથીજ તેને સર્વલાભ થાય છે.

**યા સાધ્વી નિયતાચારા સા ભવેદ્ધર્મ ચારિણી ।**
**શ્રુત્વા દંપતિ ધર્મમૈવે સહધર્મકૃતં શુભં ॥**
**અનુશાસનપર્વઃ—૧૪૬—૬૭૮૨**

**અર્થ**—જે સાધ્વી સ્ત્રી આ સ્ત્રી પુરૂષનો ધર્મ શ્રવણ કરી પોતાના પતિ સાથે ધર્માચાર પાળવાનું પુણ્ય સમજી નિત્ય તે પ્ર-માણે ધર્માચાર પાળે તેજ ધર્માચારિણી થાય છે.

**વ્યાખ્યાનઃ**—ઉપર જે બધા સ્ત્રી ધર્મ વર્ણવ્યા છે, તે વાંચી અથવા સાંભળી તે પ્રમાણે આચરણ રાખવાથી અનેક પ્રકારના લાભ થાય છે. એમ સમજી જે સ્ત્રી તે પ્રમાણે વર્તે છે, તેજ ધાર્મિક થાય છે, તેજ ઈશ્વરની કૃપાનો લાભ મેળવી શકે છે, અને તેનુંજ કલ્યાણ થાય છે.

સ્મૃતિ, પુરાણ અને ઈતિહાસને આધારે લખેલી આ પાતિ-વ્રત્ય ધર્મ કથા જે વાંચશે, કિંવા સાંભળશે, અથવા વાંચી સંભ-ળાવશે, તેને ઘણું પુણ્ય થશે. વ્રત, ઉપવાસ, તીર્થ આદિથી જે પુણ્ય થાય છે તે કરતાં પણ વધારે પુણ્ય થશે. **તથાસ્તુ.**



## મી. કાનજી ધરમશી કૃત ગરબા.*

## પતિ ભક્તિ.

### (ગરબો)

" રઘુપતિ રામ હૃદેમાં રહેજોરે"—એ રાહ.

સતી ગણે પ્રાણથી પતિ પ્યારોરે, એજ શિક્ષણનો સાર સારો. (ટેક)
પતિ આજ્ઞાને પ્રેમે પ્રમાણીરે, એના હૃદયનું હારદ જાણીરે;
એજ માનો ખરી સૂખ ખાણી—સતી ગણે. ૧
પતિભક્તિમાં રાખી આશક્તિરે, કુડ કપટનાં તજવી યુક્તિરે;
પતિભક્તિ થકી મળે મુક્તિ—સતી ગણે. ૨
કાન્તા કથન કવિતા સમાનરે, વદે વિબુધ વડા વિદ્વાનરે;
તેનું કાં નવ જાળવો માન?—સતી ગણે. ૩
પતિ નિંદ્યા કરે જે નારીરે, અતિ પાતકની અધિકારીરે;
તેની સંગત કરવી ન સારી—સતી ગણે. ૪
પ્રમદા નામ પ્યારૂં તમારૂંરે, રામા રમણ ને સુંદરિ સારૂંરે;
ગર્વ અવગુણે ન કરો આકારૂં—સતી ગણે. ૫
પતિ રૂપે ગુણે રીઝી રે'વુંરે, નમ્ર પ્રિય સકળ સત્ય કે'વુંરે;
સમે સુખ દુઃખ થાય તે સ્હેવું—સતી ગણે. ૬
લઇ કેળવણી દૃઢ થાવુંરે, જારજનને ઓળે નવ જાવુંરે;
ગોરી ગંભિર જ્ઞાની ગણાવું—સતી ગણે. ૭
દ્વેષ ક્લેશને ફેંકી દૂરરે, મદ મત્સર તજજો જરૂર જો;
કાન કામિનીનું એજ નુર—સતી ગણે. ૮

---

* આ ગરબાની અંદરની જોડણી બનાવનારે જેમ લખી છે તેમને તેમ રાખી છે.

# તેજ પ્રાણપ્યારી.

(ગરબો.)

"જે આ જગને નિભાવે ભજું તેજ ભાવે"—એ રાહ.

પાળે સત્ય પતિવ્રત, તેજ પ્રાણપ્યારી;
વદે જે ન અસત્ય, તેજ પ્રાણપ્યારી. ૧

તન મનથી જે સ્વચ્છ, તેજ પ્રાણપ્યારી;
કરે કલ્પના ન તુચ્છ, તેજ પ્રાણપ્યારી. ૨

રાખે શુદ્ધ સદાચાર, તેજ પ્રાણપ્યારી;
ધરે શીલનો સણગાર, તેજ પ્રાણપ્યારી. ૩

કદી કરે નહિ ક્લેશ, તેજ પ્રાણપ્યારી;
જાણે પતિને પરમેશ, તેજ પ્રાણપ્યારી. ૪

ચાહે ચિત્તથી વિવેક, તેજ પ્રાણપ્યારી;
અવગુણ નહિ એક, તેજ પ્રાણપ્યારી. ૫

સુખ દુઃખમાં સમાન, તેજ પ્રાણપ્યારી;
નહિ માન કે ગુમાન, તેજ પ્રાણપ્યારી. ૬

કરે બાળની સંભાળ, તેજ પ્રાણપ્યારી;
દીલ દૃઢ પ્રેમાળ, તેજ પ્રાણપ્યારી. ૭

ડરે દૂષણુથી રોજ, તેજ પ્રાણપ્યારી;
માણે પતિપ્રેમ મોજ, તેજ પ્રાણપ્યારી. ૮

જેને વિદ્યાનું વ્યસન, તેજ પ્રાણપ્યારી,
જે છે શાંતિનું સદન, તેજ પ્રાણપ્યારી. ૯

શુદ્ધ સ્વભાવે રહેજ, તેજ પ્રાણુપ્યારી;
જ્ઞાન અનુપમ તેજ, તેજ પ્રાણુપ્યારી. ૧૦

## ધર્મજ્ઞાન.

### ( ગરબો. )

" ઉભો રેની કાના કહુંછું ક્યારની જો."—એ રાહ.

બેની ધર્મ જ્ઞાન ધ્યાન દઈ લીજિયે જો;
ભકિતભાવની સુધા સુહૃદય પીજિયે જો. બેની. ૧
ધર્મ ધ્યાન વિના જન્મ જાણવો વૃથા જો;
કામ ક્રોધ લોભ ઊપજાવે વ્યથા જો. બેની. ૨
ધર્મ ધ્યાનવડે પાપ પ્રજળે સહૂ જો;
પૂર્ણ ભાગ્ય મળે માર્ગ ભવપથે બહુ જો. બેની. ૩
ધર્મ–જ્ઞાન વિના જ્ઞાન કર્યું કામનું જો;
ધર્મ–ધન્ય વિના અસંખ્ય ધન નામનું જો. બેની. ૪
ધર્મ–પ્રેમ વિના પ્રેમ મોહજાળ છે જો;
વિશ્વસિંધુ મહીં વ્યાળ તે કરાળ છે જો. બેની. ૫
તર્યા ભકિત તણા નાવથી જુઓ ઘણા જો;
કબિર નૃસિંહ દાદુ સુદામો નહિ ગણા જો. બેની. ૬
ધર્મ ડાળ તે તજાવિ સુખ આપશે જો;
પાપથી બચાવી શુદ્ધ છાપ છાપશે જો. બેની. ૭
દેહે દુઃખ પણ એ થકી ન દેખશો જો;
ધર્મ જ્ઞાન મૂળ પ્રેમ ધરી પેખશો જો. બેની. ૮

સર્વે કાર્ય વિષે ઉપયોગી ઘણું જો;
છતાં સેવન કરો ન કેમ તે તણું જો. બેની. ૯
ગઈ વેળ તે વિસારી સારિ રીતથી જો;
જુઓ ધર્મ અર્થ મૂળ શુદ્ધ પ્રીતથી જો. બેની. ૧૦
ચેતી ચિત્તથી ઉપાય હવે યોજવા જો;
દાન ધર્મ ધ્યાન જ્ઞાનથી સુખી થવા જો. બેની. ૧૧

## સાત વાર.

### (ગરબો.)

"ઓધવજી સંદેશો કહેજો સ્યામને"—એ રાગ.

આદીત વારે અબળા આલસ મેલિને,
રાખો અંગ વિષે રૂડો ઉછરંગ જો;
ભક્તિની જુગ્તિ અતિ ઉત્તમ જાણવા,
લીજે સંત સમાગમ કેરો રંગ જો.— આદીત. ૧
સોમે શીતળ શીલ સ્વભાવે સર્વદા,
કીજે નિજથી બનતો પરોપકાર જો;
તન-મન-અન-ધન સાધન સઘળાં વાપરી,
મેળવિયે પરમેશ્વર કેરો પ્યાર જો.— આદીત. ૨
ભોમે ભૂમિ સમ શુભ ધીરજ ધારિયે,
ક્ષમા દયા શાંતિથી સઘળે ઠામજો;
સ્થિર સ્વભાવે મર્યાદા ના મૂકિયે,
સુંદરિ શરમ ભરમ* રાખી સુખ ધામજો.—આદીત. ૩

---

*ખાનગી સ્થિતિ સંપત્તિ—વિપત્તિ ઈત્યાદી.

બુધે બુદ્ધિનું બળ બહુધા મેળવો,
સઘળી કેળવણીનો છે જે સારજો;
વિદ્યા બહુ સાધન જેને આધીન છે,
વનિતા લેજો તે શુભ વિનય વિચારજો.— આદીત૦ ૪
ગુરૂવારે સદ્‌ગુરૂ—સ્વામીને ઓળખી,
યોગ્ય રિતે સેવા કરિયે સુખકાર જો;
બહુ બહુ સંભારી એના આભારને,
જુવતી-જને નમ્ર થવું નિરધાર જો.— આદીત૦ ૫
શુકરવારે શું કરવા એવું કરો,
પ્રેમ નેમથી કેવળ જે પ્રતિકૂળ જો;
મૂળજ એવા દુખનું બાળી નાખજો,
જો જો જેમાં જોખમ નહિ જરૂર જો.— આદીત૦ ૬
શનિ સદાચારે નહિ કોઇ નડી શકે,
નિશદિન રાખો વિશ્વંભાર વિશ્વાસજો;
કાનડ ભાજન એવું કર દઢ અભ્યાસથી,
નિશ્ચે જેથી થવાય નહિ નિરાશ જો.— આદીત૦ ૭



# શુદ્ધિ પત્ર.

| પૃષ્ઠ | લીંટી | શબ્દ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૨ | ૨૧ | ૧ | ર્ | કે |
| ૧૫ | ૫ | ૧ | વસ્ત્રાદિ | વસ્ત્રાદિ |
| ૧૫ | ૧૫ | ૧ | એવા | એવાં |
| ૧૫ | ૧૫ | ૪ | સ્ત્રા | સ્ત્રી |
| ૧૬ | ૧૪ | ૧ | સસંસ્કૃતો | સુસંસ્કૃતો. |
| ૧૭ | ૩ | ૨ | છૈયાં | છેઆં. |
| ૨૪ | ૧૧ | ૩ | અપકીર્તિ | અપકીર્ત્તિ. |
| ૨૫ | ૭ | ૧ | અપકીર્તિ | અપકીર્ત્તિ. |
| ૨૬ | ૧ | ૧૧ | સતતિ | સંતતિ. |
| ૨૭ | ૧૪ | ૩ | ખર | ખરાબ. |
| ૨૮ | ૯ | ૪ | ભુડુ | ભુંડું. |
| ૨૮ | ૯ | ૫ | ભૂડી | ભૂંડી. |
| ૩૪ | ૨ | ૨ | આનદમાં | આનંદમાં. |
| ૩૭ | ૧૯ | ૧ | એતદ્ધિ | એતદ્ધિ. |
| ૪[illegible] | ૧૫ | ૧ | ચિત્ર | મિત્ર. |